માર્ચ/૯૩, 27

# પાટીદાર સૌરભ

P. B. Kesharani

## અધિવેશનના વિરોધીઓ હવે ખુલ્લેઆમ બહાર પડે છે !

## નૈતિક મૂલ્યોના પ્રહરી ખીમજી માસ્તર



## કચ્છમાં કાશ્મીર જેવી બરફવર્ષા !

## મામેરાને બદલે મામેરાવાળાનાં મોત ભરાઇ ગયાં

માર્ચ/૯૩,૨૭

# પાટીદાર સૌરભ

P. B. Kesharani

## અધિવેશનના વિરોધીઓ હવે ખુલ્લેઆમ બહાર પડે છે !



## નૈતિક મૂલ્યોના પ્રહરી ખીમજી માસ્તર

## કચ્છમાં કાશ્મીર જેવી બરફવર્ષા !

## મામેરાને બદલે મામેરાવાળાનાં મોત ભરાઇ ગયાં

# પાટીદાર સૌરભ

## હજુ લાંબી મંઝિલ કાપવાની બાકી છે

આજકાલ કરતાં પાટીદાર સૌરભને પુરા ૧૨ મહિના થઈ ગયા. આજથી એક વર્ષ અગાઉ કચ્છના કડવા પાટીદાર સમાજમાં દબદબા પૂર્વક પ્રવેશ પામનાર પાટીદાર સૌરભના શરુઆતના દિવસો મુશ્કેલ છતાં પણ ઉત્સાહપ્રેરક રહયા છે તેનો અમને આનંદ છે.

વિતેલા વર્ષ દરમ્યાન પાટીદાર સૌરભે દેશ અને બહાર વસતા હજારો વાચકોની લાગણીને ધ્યાનમાં રાખીને વિવિધ વૈવિધ્યસભર રસપ્રદ અને રોચક વાચન સામગ્રી આપવા સતત પ્રયત્નશીલ રહેવાનો પ્રયાસ કર્યો છે અને મહદઅંશે અમે તેમાં સફળ પણ રહયા છીએ. જ્ઞાતિના મેગેઝીનોમાં શિરમોર સમો દિવાળી અંક પણ અમે પહેલા જ વર્ષે વાચકોને ભેટ આપી શકયા છીએ તેનું અમને ગૌરવ છે.

પાટીદાર સૌરભ કોઇ ખોટા વિવાદમાં પડવા માંગતુ નથી કે જ્ઞાતિને સુધારવાનો ઠેકો લીધો છે તેવો દાવો પણ કરતુ નથી. તેમ છતાં સમાજમાં બનતા કેટલાક બનાવો અંગે અમોએ કોઇની પણ શેહ-શરમ રાખ્યા સિવાય અને અંગત લાભ-ગેરલાભને ધ્યાનમાં રાખ્યા વિના સમાજના લોકો સમક્ષ બેધડક સત્ય હકિકતો રજૂ કરી જ છે તેના તો અમારા વાચકો પણ સાક્ષી છે.

પાટીદાર સૌરભનું ફલક હજુ વિસ્તરવાનું જ છે આ વર્ષથી જ અમે કેટલાક નવા વિભાગો અને માહિતી પીરસવાનું નકકી કર્યું છે. સમાજના એપ્રિલમાં યોજાનારા અધિવેશનની યાદ જળવાઇ રહે તે માટેનું ખાસ આયોજન પણ વિચાર્યું છે.

પાટીદાર સૌરભ હરપલ પ્રયત્નશીલ છે કે સમાજને એક ઉત્કૃષ્ટ મેગેઝીન મળી રહે. આ ભગીરથ કાર્યમાં આપ સૌના સહકારની પણ એટલી જ આવશ્યકતા છે. લવાજમ અને જાહેરાતો દ્વારા આપનું યોગદાન આપવા આપને વિનંતી કરીએ છીએ. પાટીદાર સૌરભે હજુ ઘણી લાંબી મંઝિલ કાપવાની બાકી છે. અમારા વિશાળ વાચક વર્ગની હુંફ અને સ્નેહને સથવારે આ મંઝિલનો પ્રથમ તબકકો તો પાર પણ કરી ગયા છીએ એટલે બાકીનું કાર્ય પણ અશકય તો નથી જ તેટલો વિશ્વાસ અને આત્મશ્રધ્ધા અમે કેળવી શકયા છીએ તે અમારા શુભેચ્છકોને જ આભારી છે.

ગત વર્ષ દરમ્યાન ગ્રાહક મિત્રો અને વિજ્ઞાપન દાતાઓએ જે સાથ-સહકાર આપ્યો હતો તે હવેના દિવસોમાં પણ મળી રહેશે તેવી અપેક્ષા પાટીદાર સૌરભના બીજા વર્ષના મંગળ પ્રવેશે અમે સહેજે રાખીએ છીએ.

નીતા પટેલ
સંપાદક

સી. કે. પટેલ
તંત્રી

# પાટીદાર સૌરભ

માસ : માર્ચ-૧૯૯૩ અંક : ૧
સળંગ અંક : ૧૩ વર્ષ : ૨

– તંત્રી –
સી. કે. પટેલ

– સંપાદક –
નીતા પટેલ

– વિશેષ પ્રતિનિધિ –
હરીલાલ પટેલ

– છાયા ચિત્રકાર –
મણીલાલ ધનાણી
અનિલ સોની

– કલા નિર્દેશક –
નારાણ વાલાણી

– કાર્યાલય સહાયક –
હરેશ સાધુ

– મુદ્રક અને પ્રકાશક –
નીતા પટેલ
પાટીદાર પ્રકાશન, નખત્રાણા-કચ્છ.

– મુદ્રણ સ્થળ –
દર્શના પ્રિન્ટરી
આઝાદ ચોક, માંડવી-કચ્છ. ફોન ૪૮૪

– કાર્યાલય –
"પાટીદાર સૌરભ"
C/o ઓધવરામ ભવન,
નખત્રાણા (કચ્છ) ૩૭૦ ૬૧૫
ફોન નં. : ૨૪૦૦

– લવાજમ –
દ્વિવાર્ષિક : રૂા. ૧૦૦


असंशय महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥

હે મહબાહો ! આ મન ચંચળ અને વશ કરવું મુશ્કેલ છે. એમાં શંસય નથી, પરંતું હે અર્જુન ! અભ્યાસ વડે અને વૈરાગ્ય વડે વશ કરાય છે.

(શ્રી. ભ. ગીતા. અ. ૬. શ્લોક. ૩૫)

##  સ્વાધ્યાય 

ઊંટના ઘેર લગ્ન, અને ગોર મહારાજ તરીકે ગધેડો, ગોર મહારાજ કહે વાહ ઊંટ રાજા ! કેવું તમારૂં સરસ રૂપ છે. ત્યારે પ્રસન્ન થયેલા ઊંટ રાજા મંત્ર બોલતા ગોર મહારાજ ગધેડાને કહે વાહ ! કેવો સરસ તમારો રાગ છે.

આપણી ધાર્મિકતા પણ આવી જ છે. "अहो रूपम्-अहो ध्वनि" ની જેમ પરસ્પર એકબીજાને ધાર્મિક ગણીએ છીએ અને એવી ધાર્મિકતા મેળવીને આપણા મનમાં સંતોષ માણીએ છીએ.

ખરેખર જો આપણી જાતને આપણે ધાર્મિક ગણતા હોઇએ કે ગણાવતા હોઇએ તો ખુદના મનોદર્પણમાં જોવું જોઇએ કે પ્રભુને માન્ય હોય અને તેને ગમતું હોય તેવું મારૂં જીવન છે કે નહિં ? ધાર્મિક બનવા માટે તો પ્રભુ માટે ઘસાઇ જઇએ.

— હિતોપદેશ.





# પ્રેરણા

કોઈપણ ક્ષણે તમને આ દુનિયામાંથી બોલાવી લેવામાં આવશે. વાતો કરતાં, કામ કરતાં અને કોઈપણ વિચાર કરતાં કરતાં આ વાતનું ધ્યાન રાખો અને વખતસર પ્રાણ છોડવા તૈયાર રહો.

મરણમાં દુઃખ જેવું છે શું ? માણસોથી છૂટા પડીને દેવતાઓની પાસે જવામાં ખોટું શું છે ? દેવતાઓ તમને કોઈ રીતે દુઃખી નહીં કરે. કદાચ એમની હયાતી વિષે તમને વિશ્વાસ ન હોય, કદાચ તમે ઇશ્વરને ન માનતા હો, તો પણ મૃત્યુથી ડરવું શા માટે ? ઇશ્વર છે અને એ જ આ આખા બ્રહ્માંડનો રક્ષક છે.

પોતાની જાતને વિપત્તિઓથી બચાવવા માટે આત્મરક્ષાના જાતજાતના ઉપાયો માણસ જાણે છે. એ બધા ભગવાનના જ દીધેલા છે. વાસ્તવિક સંકટોથી બચવા માટે માણસો પાસે ઉપાયો છે. જે સંકટો અનિવાર્ય છે એ વાસ્તવિક સંકટો નથી. બાહ્ય વસ્તુઓનો પ્રભાવ આત્મા પર પડવો ન જોઇએ. જ્યાં સુધી આત્માને સહેવું પડે નહીં ત્યાં સુધી સંકટ ખરી રીતે સંકટ જ નથી. જો એ ખરું સંકટ હોત તો એનાથી બચવાનો ઉપાય પણ જરૂર હોત. ભગવાન માનવના સંકટો સમજે છે અને એથી બચાવે પણ છે.

આ દુનિયામાં સજ્જન અને દુર્જન બંનેયને સુખ અને દુઃખ ભોગવવાં પડે છે. સજ્જનો ઉપર ઓછાં સંકટ પડે અને દુષ્ટો ઉપર વધુ, આવું જોવામાં આવતું નથી. જેને આપણે સુખ–દુઃખ માનીએ છીએ એ જો ખરેખર જ સુખ–દુઃખ હોત તો ભગવાન કયારેય એવું થવા ન દેત.

દરેક માણસનું સુખ અને દુઃખ, ભલું અને બૂરૂં એમના હાથમાં જ છે. આદર અને અપમાન, કષ્ટ અને આરામ, ધન અને દરિદ્રતા લોકોના ગુણો પ્રમાણે પ્રાપ્ત થતાં નથી. જો આપણે વિચારપૂર્વક જોઇશું તો સમજાશે કે, જેને આપણે સારી વસ્તુ કે સુખ માનીએ છીએ, અથવા જેને આપણે બૂરી વસ્તુ કે દુઃખ માનીએ છીએ, એ વસ્તુ ખરાબર એવી જ હોતી નથી. અમુક વસ્તુ ખરાબ છે અને અમુક સારી છે, એનો નિર્ણય સારી રીતે વિચાર કર્યા વિના કરવો ન જોઇએ.



3




# જ્ઞાતિ સુધારકની પ્રતિમાનો આટલો વિરોધ શા માટે ?

નખત્રાણા પાટીદાર વિદ્યાર્થી ભવનના સંકુલમાં શ્રી નારાયણજી રામજી લીંબાણીની પ્રતિમા મુકવાના પ્રશ્ને છેલ્લા થોડા સમયથી સમાજના કેટલાક વર્ગ દ્વારા ચલાવવામાં આવી રહેલ વિરોધ ઝુંબેશ કસમયની અને સમાજના લાખો લોકોની લાગણીને ઠેસ પહોંચાડનારી છે. જ્ઞાતીના આદ્યસુધારકનું નામ જે રીતે વિવાદમાં ઢસડવામાં આવી રહ્યું છે તે દેખીતી રીતેજ રોષ જન્માવે તેવું છે.

સંપૂર્ણ લોકશાહીને વરેલા આપણા સમાજમાં દરેક વ્યક્તિને પોતાનો અવાજ અને લાગણી રજૂ કરવાનો અધિકાર છે પણ નારાયણજી બાપાની પ્રતિમાનો વિરોધ કરી રહેલા લોકો પાસે તેમના વિરોધના સમર્થનમાં નથી કોઈ તર્ક બદ્ધ દલીલ કે નથી કોઈ મજબૂત કારણ ફકત વિરોધ કરવા ખાતર જ અને સમાજના આગામી અધિવેશનને 'અસ્થિર' કરવાના આશય સાથે જ આ ઝુંબેશ થઈ રહી હોય તેવું દેખાઇ રહ્યું છે.

નખત્રાણા વિદ્યાર્થી ભવનમાં જ્ઞાતીના અનેક આગેવાનોએ ફાળો આપેલ છે. અને સેવા કાર્ય કરેલ છે પરંતુ નારાણ રામજી વિરાણીવાળા આ પ્રવૃતિ સાથે કોઇ રીતે સંકળાયેલા નથી તેથી તેમની પ્રતિમાને વિદ્યાર્થી ભવનના સંકુલમાં રાખવાનું કોઇ કારણ નથી તેવી સતપંથ સેવા સમિતિના મંત્રીશ્રી અરજણ સામજી પટેલની દલીલ તો તદ્દન બેહૂદી અને હાસ્યાસ્પદ છે. કારણ અઘોર નિદ્રામાં સુતેલી આપણી જ્ઞાતીને જગાડી તેને આજની આબાદીની કક્ષાએ લાવવાનો અથાગ પરિશ્રમ અને ભગીરથ પ્રયત્ન કરનાર અને આપણને માનવી બનાવનાર કર્મવીર અને ધર્મવિર આ નારાયણજી બાપા જ હતા.

હિન્દુ ધર્મને નામે ચાલતા અર્ધદગ્ધ-કબ્રસ્તાની પીરાણા ધર્મની સામે ઉગ્ર લડત આપનાર અને 'પીરાણા સતપંથ'ની પોલ ખોલી આપણા ધર્મમાં સત્ય પ્રકાશ ફેલાવનાર મશાલચી શ્રી નારા–

યણજી લીંબાણીને યાદ કરવા તે આપણા સૌની ફરજ છે. કચ્છના કડવા પાટીદારોને ગૌરવ અપાવે તેવો રોમાંચક ઇતિહાસ સર્જનારા જનજાગૃતિના આ અગ્રદૂતની યાદમાં તો આપણે જેટલું કરીએ તેટલું ઓછું છે.

આપણી જ્ઞાતીમાં પ્રગતિનો પાયો નાખનારા નારાયણજી બાપા જ હતા. અજ્ઞાન અને અંધારામાં અટવાયેલી આપણી જ્ઞાતીના તેઓ ખરા અર્થમાં જ્યોતિર્ધર હતા. જ્ઞાતી પર બની બેઠેલા મોટેરાઓની નાગચૂડમાંથી આપણને છોડાવી સાચો રાહ ચીંધનાર પ્રાતઃસ્મરણિય એવા શ્રી નારાયણ રામજી લીંબાણીની પ્રતિમા જો આપણે નહિ મુકીએ તો પછી બીજા કોની પ્રતિમા મુકીશું ? નારાણ બાપાના વિરોધીઓ પાસે આનો કોઈ જવાબ છે ખરો ?

જ્ઞાતીના આદ્યસુધારકની પ્રતિમા વિદ્યાર્થી ભવનના સંકુલમાં રાખવાની સમાજની સામાન્ય સભામાં એક વખત સર્વાનુમતે નિર્ણય થઈ ગયા બાદ હવે આ અંગેનો વિવાદ જગાવવો કોઇપણ રીતે ઉચીત નથી. સમાજમાં આ મુદ્દે ઉશ્કેરણી કરીને સંગઠનને નબળુ પાડવાના એક માત્ર પ્રયાસ સિવાય બીજો કોઇ ઉદ્દેશ આ વિવાદ પાછળ દેખાતો હોય તેમ જણાતુ નથી. નારાયણજી બાપાની પ્રતિમા માત્રથી જ કેટલાક લોકો શા માટે ભડકી રહયા છે તે જ સમજાતું નથી !

ખરેખર તો નારાયણ રામજી લીંબાણીના જન્મશતાબ્દિ વર્ષ ૧૯૮૩માંજ તેમની પ્રતિમા મુકવાનો કાર્યક્રમ થઈ જવો જોઇતો હતો. મોટી વિરાણી ગામની સમાજે સમાજ-વાડીમાં તેમનું બાવલું બેસાડવાનું ઉમદા પગલું ભરી પોતાના પનોતા પુત્ર પ્રત્યેનો પ્રેમ અને ભકિત વ્યકત કરી દીધા છે, તેની નોંધ આ તબકકે લેવી જ રહી.

સ્વ. નારાયણજી બાપાની યાદગીરી જળવાઇ રહે અને ભવિષ્યની આપણી પ્રજા જ્ઞાતીના આવા ધર્મવીરને સતત યાદ કરતી રહે તે માટે ખરેખર તો સમાજે મોટીવિરાણી ખાતેના તેમના નિવાસ સ્થાનને સ્મારકમાં ફેરવી દેવાનિ જરૂર છે. આવા કોઇપણ પ્રયાસને સમગ્ર જ્ઞાતીનો બહોળો ટેકો મળી રહેશે તેમાં શંકાને સ્થાન જ નથી.

આજે જો આપણે હિન્દુ સમાજમાં માથુ ઉંચું કરીને ફરી શકતા હોઈએ તો તે એકમાત્ર નારાયણજી લીંબાણીને જ આભારી છે. તેમણે તો ભડવીર થઇને પડકાર ઝીલી જ્ઞાતી સુધારવાનું કાર્ય હાથ ધર્યું પણ આપણે શું કરીશુ ? એમણે અધૂરૂં મુકેલું કામ આગળ ધપાવવાનો પડકાર આપણે ઉપાડી શકીશુ ? જો આપણે આપણી જાતને ભગવાનશ્રી રામચંદ્રજીના પ્રતાપી વંશના ક્ષત્રિય તરીકે ગણતા હોઇએ તો આ પડકાર ઝીલયે જ છૂટકો છે. નહિ તો ભાવિ પ્રજા આપણને કયારેય માફ નહીં કરે.

## વ્યક્તિ વિશેષ

# ખીમજી માસ્તર : એક વિરલ વ્યક્તિત્વ

સી. કે. પટેલ

ખીમજી માસ્તર !

કચ્છના કડવા પાટીદાર સમાજમાં ભાગ્યેજ એવી કોઇ વ્યક્તિ હશે જે સીધી કે આડકતરી રીતે આ નામની વ્યક્તિને ઓળખતી ન હોય ! સમાજ રાજકારણ કે ધર્મ જેવા કોઇને કોઇ ક્ષેત્રે આ માસ્તરનો પરિચય જ્ઞાતિબંધુઓને થયોજ હશે.

કચ્છના જાહેર જીવનમાં પણ જો કોઇ પાટીદારનું નામ આદરપૂર્વક લેવાતું હોય તો તે એકમાત્ર ખીમજી માસ્તરનું જ ! જાહેરજીવનમાં ખીમજી માસ્તરે પોતાની પ્રમાણિકતા એકથી વધુ વખત સાબિત કરી આપેલી હોઇ, કચ્છના પાટીદાર સમાજમાં પણ તેમનાથી વધુ કોઇ સર્વમાન્ય અને પ્રમાણિક નેતા હોઇ જ ન શકે તેવી મજબૂત છાપ લોકોમાં પ્રવર્તી રહી છે.

ખીમજી નાગજી પટેલનો જન્મ સંવંત ૧૯૭૭ના મહાશિવરાત્રીના નખત્રાણા તાલુકાના મથલ ગામે લીંબાણી પરિવારમાં થયો હતો. મથલમાં જ ચાર ધોરણ સુધીનું પ્રાથમિક શિક્ષણ મેળવ્યા બાદ તેઓ ૩ વર્ષ સુધી શિક્ષક તરીકેની સેવા પણ આપી હતી અને ત્યાર બાદ બીજા પાટીદારોની જેમ તેઓ પણ નસીબ અજમાવવા દેશ બહાર નજર દોડાવવા માંડી.

માસ્તર તરીકે રહયા બાદ ખીમજી નાગજી દિલ્હી ગયા જયાં લાકડાના વ્યવસાય માં ૬ વર્ષ સુધી રહયા. દિલ્હીના વસવાટ દરમ્યાન તેઓ પૂ. મહાત્મા ગાંધી સાથેના પરિચયમાં આવ્યા અને તેમને એક માનવી તરીકે જીવન કઇ રીતે જીવવું તે અંગે પ્રથમ વખત રાહ મળ્યો.

૧૯૪૭ પછી તેઓ તરતજ આઝાદી ના માહોલમાં પંચરંગી શહેર મુંબઇમાં પણ તેઓ ૬ વર્ષ સુધી રહયા હતા તે દરમ્યાન મોરારજી દેસાઇ જેવા નેતાઓના સીધા સંપર્કમાં આવ્યા હતા. તે દિવાસોમાં મોરારજી દેસાઇ ખીમજી માસ્તરના અંધેરી ખાતેના નિવાસસ્થાને પણ આવતા હતા. જાહેર જીવનમાં આવવાની શરૂઆત તેમણે મુંબઇમાં જ કરી દીધી હતી. તેઓ થોડા સમય માટે મુંબઇ શહેર કોંગ્રેસના મંત્રી બન્યા હતા. અને અંધેરી ટીમ્બર એશોશીયેશનના મંત્રી તરીકે પણ સેવા આપી હતી.

કચ્છમાં રહેવાની શરુઆત તેમણે ૧૯૬૧થી કરી અને ત્યારથી તેઓ વિવિધ સામાજીક, રાજકીય પ્રવૃતિઓ સાથે એટલા ઓતપ્રોત થઇ ગયા છે કે આ પ્રવૃત્તિઓ તેમના જીવનનું એક અંગ બની ગઇ છે. ભૂદાન પ્રવૃત્તિમાં પૂ. વિનોબા ભાવે સાથે પણ ખીમજી માસ્તરે કામ કરેલું છે.

મથલ ગ્રામ પંચાયતના સરપંચ તરીકે રહેવા ઉપરાંત તેઓ નખત્રાણા તાલુકા પંચાયતના પ્રમુખ તરીકે પણ બબ્બે વખત ચૂંટાઇ આવ્યા હતા. ૧૯૬૭ માં તાલુકા પંચાયતના પ્રમુખ તરીકે ચાર વર્ષ રહયા હતા અને ત્યાર બાદ પણ એક વર્ષ માટે તેઓ પ્રમુખ તરીકે રહયા હતા. ૧૯૬૭માં સરકારે તેમને જે. પી.ના ઇલ્કાબથી નવાજયા હતા. જિલ્લા શિક્ષણ સમિતિના અધ્યક્ષ તરીકે પણ તેઓ રહી ચૂકયા છે.

૧૯૭૨માં શાસક કોંગ્રેસ પક્ષને માસ્તરની શકિત અને પ્રભાવનો ખ્યાલ આવતાંજ ધારાસભાની ચૂંટણીમાં તેમને અબડાસા વિભાગની ટિકિટ આપી અને તેઓ વિક્રમી મતો મેળવી વિજેતા બન્યા. આ ચૂંટણીમાં જનસંઘના ઉમેદવાર તરીકે પણ આપણી જ્ઞાતીના બેરિસ્ટર વિરેન્દ્ર પટેલ હતા. ખીમજી માસ્તરને તે વખતે ૨૪,૭૪૩ મતો મળ્યા હતા. જયારે વિરેન્દ્રભાઈને ૭૪-૧૯ મતો મળ્યા હતા. આ ચૂંટણીએ કચ્છના પાટીદાર સમાજમાં પણ ભારે ઉતેજના જગાવી હતી કારણ કે બંને ઉમેદવારો પાટીદારો હતા.

પરંતુ ધારાસભ્ય તરીકે તેઓ બહુ લાંબુ રહી ન શકયા. ચિમનભાઇ પટેલના મુખ્યમંત્રીવાળી તે વખતની રાજય સરકાર નવનિર્માણ આંદોલનને કારણે પડી ભાંગતાં ખીમજી માસ્તરના ધારાસભ્યપણાનો પણ અંત આવ્યો હતો ! આજે ચિમનભાઇ કોંગ્રેસમાં અને ખીમજી માસ્તર ભાજપમાં હોવા છતાં તેમના ચિમનભાઇ સાથેના સંબંધો એટલા જ સારા છે અને આજે પણ ખીમજી માસ્તરને સન્માનપૂર્વક જ જોવામાં આવે છે.

કચ્છમાં તે અરસામાં સરકારે ઘઉંની લેવી દાખલ કરેલી તેના વિરોધમાં તેઓ ઉપવાસ પર બેઠા હતા અને સરકારે લેવી રદ ન કરતા ખીમજી માસ્તરે કોંગ્રેસ સાથે છેડો ફાડયો હતો. ખેડુત હિતવર્ધક સંઘના નેજા હેઠળ તે વખતે કચ્છમાં ખેડુત ચળવળો ચલાવવામાં આવી હતી.

ફકત રાજકીય ક્ષેત્રેજ તેઓ પ્રવૃત રહયા હતા. તેવું નથી. આપણી જ્ઞાતિને તેમણે આપેલ સેવાઓ પણ એટલીજ નોંધપાત્ર છે. કચ્છ કડવા પાટીદાર સમાજના તેઓ ૧૩ વર્ષ સુધી મંત્રી રહયા હતા અને ત્યાર બાદ સમાજના પ્રમુખ તરીકે પણ સતત ૧૨-૧૩ વર્ષ સુધી જવાબદારી નિભાવી હતી. ૧૯૮૫નું સમાજનું મહાઅધિવેશન તેમના અધ્યક્ષપદે મળ્યું હતું.

આપણી સમાજના ફંડ-ફાળા માટે તેઓ આખા ભારતમાં ઠેર-ઠેર અનેક વખત ફરી વળ્યા હોઇ, ભારતભરમાં ભાગ્યે જ એવો કોઇ પાટીદાર હશે જે ખીમજી માસ્તરના પરિચયમાં આવ્યો ન હોય. આજે પણ બહાર વસતા પાટીદારો ખીમજી માસ્તરના નામ પર જ ગમે તેટલી રકમ ફંડ-ફાળામાં આપી દે છે તે લોકોનો તેમના પરનો વિશ્વાસ સૂચવે છે.

મથલમાં એક વખત ભકિતફેરી માટે યુવાનોની ટીમ આવેલી તેમનાથી પ્રભાવિત થઇને તેઓ પાંડુરંગ શાસ્ત્રીની સ્વાધ્યાય પ્રવૃત્તિમાં જોડાયા હતા અને પછી તો તેઓ આ પ્રવૃત્તિમાં એટલા મગ્ન બની ગયા છે કે

## પટેલમાંથી માસ્તર બન્યા !

ખીમજી નાગજી જયારે ચોથા ધોરણમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમની શાળાના શિક્ષક ચાલ્યા જતાં તેઓ જાતે જ શિક્ષક તરીકે ગામની શાળામાં જોડાઇ ગયા હતા અને ત્યારથી તેઓ ખીમજી માસ્તરના નામે જ ઓળખાય છે !

તેમણે બે વર્ષ મથલમાં અને એક વર્ષ ટોડીયામાં શિક્ષક તરીકે સેવા આપી હતી.

તેમનું જીવન જ સ્વાધ્યાય મય બની ગયું છે. સ્વાધ્યાય પ્રવૃત્તિમાં જોડાયા ત્યારથી તેમના જીવનની દિશા જ બદલી ગઈ હોવાનું તેઓ સ્પષ્ટપણે માને છે. સ્વાધ્યાયમાં વિચારો શુધ્ધ થવા સાથે તેઓ સમાજ સેવા હોય કે કોઈ રાજકિય કામ હોય દરેક કાર્યને એક ભકિત તરીકે જ કરવા લાવ્યા છે.

સમાજના યુવાનો ખાસ નોંધ લે કે ખીમજીબાપા આજે ૭૨ વર્ષની ઉમરે પણ સવારના વહેલા સડા ચાર વાગે ઉઠે છે. અને પ્રાત : ક્રિયા પતાવી ૬ વાગે લક્ષ્મીનારાયણ મંદિરમાં અડધો કલાક પ્રર્થનામાં ગાળ્યા બાદ મથલ નજીક આવેલ ઉપવન (વૃક્ષમંદિર) માં પગપાળા જાય છે અને ત્યાં સેવા કરવા આવતા પૂજારીઓ સાથે ચર્ચા કરે છે. આ તેમનો રોજીંદો કાર્યક્રમ છે !

સવારના તેઓ બાજરાનો રોટલોને દુધ લે છે તે તેમની તંદુરસ્તીનું રહસ્ય હોઇ શકે છે. માસ્તર થયા ત્યારથી જ તેઓ ખાદી પહેરે છે. તેઓ શરૂઆતમાં જાતે જ કાંતીને પહેરતા. જીવનમા દરેક ક્ષેત્રે તેમણે સાદાઇ અપનાવી હતી તે તો તેમની મુલાકાત લેનારને તરત જ ખ્યાલ આવી જાય.

ખીમજી માસ્તર ધારાસભ્ય હતા ત્યારની આ વાત છે. રાજય સરકારના એકઉચ્ચ અધિકારી તેમની પુછા કરતા કરતા ગાંધીનગરથી મથલ આવ્યા પણ ગામમાં તપાસ કરતાં સમાચાર મળ્યા કે ખીમજી માસ્તર ખેતરે ગયા છે તો આ અધિકારી તેમની ખેતરે જઇ ત્યાં કામ કરતા એક ગામડીયાને જઇ પુછયું કે, " ભાઈ, મારે ધારાસભ્ય શ્રી ખીમજીભાઇનું કામ છે, ગાંધીનગરથી આવું છું " આ ગામડીયાએ જયારે એમ કહયું કે હું પોતે જ ધારાસભ્ય છું ત્યારે પેલો અધિકારીને માનવામાં જ નહોતું આવતું કે ધારાસભ્ય જેવો માણસ આ રીતે પરસેવો પાડી શકે છે !

ખીમજી માસ્તર આટલી મોટી ઉમરે પણ જાહેર પ્રવૃત્તિમાં કયારેય પાછા પડયા નથી. નખત્રાણા તાલુકા પાટીદાર સેવા સંઘ નામની સંસ્થાના તેઓ પ્રમુખ છે જે દુષ્કાળમાં પશુરાહત પ્રવૃત્તિ કરે છે અને હાલમાં મથલ ગામે પાંજરાપોળ નિર્માણનું કામ પણ હાથ ધરેલ છે. ઉખેડાના મનજી વાલજી પટેલ તેમની દરેક પ્રવૃત્તિમાં સાથે જ હોય છે.

ઘણા લોકો ખીમજી માસ્તરને એક વેદિયા માણસ તરીકે જ ઓળખાવે છે. તેઓ તાલુકા પંચાયતના પ્રમુખ અને ધારાસભ્ય તરીકે રહેલા તે દરમ્યાન તેમણે પૈસા ન બનાવી મૂર્ખાઇ જ કરી છે. તેવી ટીકા કરવાવાળાની સંખ્યા પણ ઘણી મોટી છે. પરંતુ તેમના આ વેદિયા પણાએ જ તેમને આજની તારીખે સમાજના લોકોમાં આદર અને ઇજ્જત બક્ષી છે. તે પણ એટલી જ સત્ય હકીકત છે.

ખીમજી માસ્તરે ધાર્યું હોત તો બીજા રાજકારણીઓની જેમ લાખો રૂા. બનાવી લીધા હોત પણ તેઓ નાણાં બનાવવાના આશય સાથે કયારેય કોઇ જાહેર પ્રવૃત્તિમાં પડયા જ નહોતા તેથી જ તેઓ ઘણા લોકોને 'કઠતા' હોય તે સ્વભાવિક છે.

આપણા સમાજની વર્તમાન પરિસ્થિતિ બીજાની જેમ ખીમજી માસ્તરને પણ થોડી અકળાવી રહી છે. સમાજની પ્રવૃત્તિઓમાં પણ હવે ધીરે ધારે 'રાજકારણ' ધૂસી રહયું છે તે બદલ દુઃખ વ્યકત કરતાં તેઓ ઘડીભર શૂન્યમનસ્ક થઇ જાય છે.

સમાજનું ઉત્થાન ભાષણબાજીથી જ નહીં થાય તેવું તેઓ સ્પષ્ટપણે માને છે. તેમના મતે સમાજની પ્રવૃત્તિઓમાં લોકોમાં હવે પહેલાના જેવી આત્મીયતા રહી નથી અને નિષ્ઠાવાન કાર્યકરોનો દુકાળ સમાજમાં વર્તાઇ રહયો છે.

આજે જ્યારે જાહેર જીવનમાં નૈતિક મૂલ્યોનું ધોવાણ થઇ રહયું છે ત્યાર ખીમજી માસ્તર જેવા કેટલાક આગેવાનોની હાજરી માત્ર પણ સમગ્ર સમાજ માટે ગૌરવરૂપ છે. સમાજના યુવાનો પાસે ખીમજી માસ્તરને હજુ પણ મોટી આશા છે; ત્યારે એ આશાને ફળીભુત કરવા દરેકે પ્રયત્ન કરવો જ જોઇએ.






પાટીદાર સૌરભનો ટેલિફોન નંબર

**2400**

નખત્રાણા એસ. ટી. ડી.

કોડ નંબર - 028352




## વાચકોના પત્રો

પાટીદાર સૌરભના વાચકોને સમાજ અને વિવિધ વિષય અંગેના તેમના વિચારોને લખી મોકલવા આમંત્રણ છે. છાપવા લાયક લખાણો ક્રમાનુસાર પ્રસિધ્ધ કરવામાં આવશે. ટૂંકા, મૌલિક અને મુદ્દાસરના લખાણોને જ અગ્રતા આપવામાં આવશે.

- તંત્રી





## ગ્રાહકોને

લવાજમની રકમ મનીઓર્ડરથી મોકલતી વખતે મનીઓર્ડર ફોર્મના પાછળના કુપનમાં પુરું નામ, સરનામું, પોસ્ટનો પીનકોડ નંબર લખીને જ મનીઓર્ડર કરો, જેથી વ્યવસ્થામાં સગવડતા પડે. નામ તથા સરનામા મનીઓર્ડર કુપનમાં બરાબર ન લખવાથી વ્યવસ્થામાં વિલંબ થશે.

વાર્તા રે.... વાર્તા

# ખમણ ઢોકળાં

એક હતો પટેલ. તેનું નામ ખીમો. પટલાણીનું નામ રળિયાત. બન્ને ખાઇપીને મજા કરે. પાસે પૈસો તો નહિં પણ સાધારણ રીતે કમાય અને ખાય.

એક દિવસ ખીમા પટેલને ખમણ-ઢોકળાં ખાવાનું મન થયું. પટલાણીને કહ્યું 'અલી સાંભળે છે કે ? આજ તો ખમણ-ઢોકળાં કરજે. ઘણા દિવસ થયાં ખાધાં નથી'

'તમારે તો બોલવું પણ મારે કયાંથી કરવા ?' પટલાણીએ સંભળાવ્યું. બધું છે, પણ ચણાની દાળ કયાંથી લાવવી ? ગામડાં માંતો મોદીને ત્યાંય મળતી નથી. ઢોકળાં તે કેવી રીતે કરૂં ?

'અહોહો ! એમાં શું થઇ ગયું ? આપણી જોડે પેલો છગન ભૂત રહે છે તેની પાસેથી માગી લાવુ ?' પટેલ બોલ્યા.

પટેલ-પટલાણી એકમત થયાં. પટલાણીએ તૈયારી કરવા માંડી અને પટેલ છગન ભૂતને ત્યાં ચણાની દાળ ઉછીની લેવા ગયો. છગન દેખાવમાં એટલો કદરૂપો અને સ્વભાવે કોહ્યલો હતો કે, ગામના લોકો એને ભૂત કહીને જ બોલાવતા. ભૂતે દાળ તો આપી પણ કહ્યું કે, 'ખીમા ! તું ઢોકળાં ખાય અને હુ રહી જાઉં તો તે વાજબી નહિ. મારે ત્યાં બૈરી-છોકરાં નહિ, તેથી મારે ઘણીવાર તો કાચાકોરાથી ચલાવી લેવું પડે છે અને રાંધુ તોપણ કોઇ દહાડો દાળભાત, તો કોઇ દહાડો ભાખરીને શાક. દાળ મારે પાછી નથી જોઇતી, પણ મને આજે તું ખમણઢોકળાં ખવડાવજે.' ખીમાએ હા કહી અને બપોરે બારેક વાગ્યે પોતાને ઘેર આવવા કહ્યું. ખીમો ઘેર ગયો અને રળિયાતને વાત કરી. રળિયાત જરા બબડી: 'એ મૂઆ ભુતને તે કોણ ખવડાવે ?'

પટેલે શિખામણ આપી કે, 'શું કરીએ ? એની દાળ લઇએતો જમાડવાની કાંઇ ના કહેવાય ?'

અગિયારેકના સુમારે રસોઇ તૈયાર થઇ. ખમણઢોકળાંની સોડમ આવવા લાગી અને ખીમાના મોઢામાં પાણી છુટયું. મન હાથમાં ન રહયું. છગન ભૂતની રાહ જોયા વિના જ એ તો જમવા બેસી ગયો રળિયાતબાઇ પણ જમવા બેઠા. જમતાં જમતાં બંને જણ બધાંજ ખમણઢોકળાં ચપાટી ગયાં. ભૂત યાદ જ ન આવ્યો, પણ જમીને પેટે હાથ ફેરવતાં ફેરવતાં ખીમાએ રળિયાતને કહ્યું: 'અલી પેલો ભૂત બાર વાગે આવશે તેનું કેમ ? આપણે તો એકબે કટકા પણ બાકી ન રાખ્યા !'

અરે તમે શું કામ તેને હા પાડી આવ્યા ? હવે શું કરીએ ? એ તો બહુ ખરાબ છે. બાર તો થવા આવ્યા. હમણાં જ એ આવી પહોંચશે.'

એટલામાં તો બારણુ ઠોકાયું. પટેલ-પટલાણી સમજયાં કે ભૂત આવ્યો. પટેલે સમયસૂચકતા વાપરી. એક કોઠીમાં બંને ધણી ધણીયાણી ભરાઇ ગયા. બારણુ ઠોકાયું છતાં કોઇએ ઉઘાડયું નહિ એટલે ધકકો મારી છગને બારણું ઉઘાડી નાખ્યું. અંદર આવી જોયું તો કોઇ મળે નહિ.

'કેમ અલ્યા ખીમા ! એ ખીમા કયાં ભરાઇ ગયો ?' જવાબ મળ્યો નહિ, એટલે તે ચિડાયો.

'રળિયાત પટલાણી ! ઘરમાં છે કે નહિ કોઇ ?' છગનને થયું કે બારણું ઉઘાડું મૂકી બંને જણ કયાં ગયાં હશે ? ચાલ રસોડામાં જોઉં તો.

છગનભાઇ રસોડામાં ગયા, ત્યાં તો બધું સફાચટ. ચૂલો હોલવાઇ ગયેલો. વાસણ-કુસણ એઠાં પડેલાં, તપેલી-થાળીમાં કાંઈજ ન મળે આજુબાજુ નજર કરતાં ખમણઢોકળાં નો ભૂકો વેરાયેલો તેણે જોયો હવે તેને સમજ પડી.

'લુચ્ચાઓ ! બધુ ખાઇને નાસી ગયા લાગે છે. મને ખવડાવવું પડે તે એમને નહીં ગમ્યું હોય કાંઇ નહીં, તેમનેય બતાવી આપીશ.'

આ દરમ્યાન ખીમો અને રળિયાત ધ્રુજતાં ધ્રુજતાં કોઠીમાં બેઠાં હતાં. વળી રળિયાતને ઓડકાર આવવા જેવુ લાગ્યું. એણે ધીમેથી પટેલને કહ્યું એટલે પટેલે કહ્યું 'ધીમેથી ઓડકાર ખા.' રળિયાતે તેમ કર્યું એકબે મિનિટમાં પટેલ પણ ઓડકાર ખાવા લાગ્યા, પણ રળિયાતે વાર્યા, પરંતુ પટેલનું શરીર જરા વાયડું એટલે એમણે તો હોઈયાં કરીને ઓડકાર ખાધો ને જરા આડોઅવળો થયો ત્યાં રળિયાત સાથે અથડાયો અને રળિયાત કોઠી સાથે અથડાઇ, કોઠી કડડડ ભૂઉ...ઉ...સ કરીને તૂટી પડી !

પટેલ પટલાણી ધ્રુજતાં ધ્રુજતાં બહાર નીકળી પડયાં. આ જોઇને છગનો ભૂત લાકડી ઉગામી સામે આવ્યો.

'હરામખોરો ! પારકાનું ખાઇને કોઠીમાં ભરાઈ ગયા હતા કે !' એમ કહેતાંકને ખીમાને બેચાર ચોડી કાઢી. 'અરે છગનભાઇ માફ કરો ભાઇસાબ' એમ બુમો પાડતો પાડતો ખીમો ઘરમાં આમતેમ દોડવા માંડયો.

આખરે છગનભૂત બીજી દાળ લઇ આવ્યો. પટલાણીએ ફરીથી ઢોકળાં કર્યાં. તે બધાંય એકલે છગને ખાધાં ત્યારે વાત પતી અને પટલાણીને તેણે શાબાશી આપી. ત્યાર પછી ખીમાને જયારે જયારે ખમણઢોકળાં ખાવાનું મન થતું ત્યારે ત્યારે ઓડકારથી તૂટેલી કોઠી અને છગન ભૂતની લાકડીના ઝપાટા તેને યાદ આવતા.



## ગ્રાહકોને

- પાટીદાર સૌરભ દર મહિનાની પાંચમી તારીખે પ્રગટ થાય છે.
- લવાજમ દ્વિવાર્ષિક સ્વીકારાય છે. લવાજમ દ્વિવાર્ષિક રૂા. ૧૦૦ છે. ગમે તે મહિનાથી ગ્રાહક થઇ શકાય છે.
- લવાજમની રકમ માન્ય પ્રતિનિધિઓ ઉપરાંત મ. ઓ. કે ડ્રાફ્ટથી પણ ભરી શકાય છે.
- પત્ર વ્યવહારમાં ગ્રાહક નંબર જણાવવો જરૂરી છે. રેપર પર લખવામાં આવે છે તે નંબર સાથે જ લખવાથી સરળતા રહેશે.
- સરનામામાં ફેરફાર થાય ત્યારે તરતજ જાણ કરવાથી અંક ગેરવલ્લે જવાના બનાવો નિવારી શકાશે.
- ગ્રાહકને અંક ચોકસાઈથી નોંધેલા સરનામે રવાના કરાય છે. છતાં ટપાલમાં અંક ગેરવલ્લે જાય તો ગ્રાહકે સ્થાનિક પોસ્ટમાં તપાસ કર્યા બાદ પોતાના ગ્રાહક નંબર સાથે જાણ કરવી જેથી યોગ્ય તપાસ થઇ શકે.

# વ્યસનોની ભીંસમાં સમાજનું યૌવન ધન

હરિલાલ પટેલ

પ્રાચીન કાળથી સમસ્ત માનવ જાત જુદા-જુદા કેફી પદાર્થોનું સેવન કરતી રહી છે. અગાઉ આ વ્યસન માત્ર રાજમહેલ કે લશ્કરની છાવણીમાં રહેતાં જે હવે વહેતાં વહેતાં આજનાં કાળમાં ગામડામાં તુટેલી-ફુટેલી જિંદગી જીવતા ગરીબ માણસ સુધી પહોંચ્યા છે. સમસ્ત માનવ સમાજને પોતાની માયાજાળમાં ફસાવી રાખેલ આ બદીએ આપણી જ્ઞાતીને પણ છોડી નથી !

હજુ થોડા વરસો પહેલાંનો સમય એવો હતો કે પાટીદાર જ્ઞાતિનો કોઈપણ ભાઈ કેબીન કે હોટલ પર ઉભા રહેવામાં સંકોચ અનુભવતો. હજુ આજે પણ કેટલાક વડીલો હોટલ પર ચા નથી પીતા. પણ આશ્ચર્યની વાત તો એ છે કે આજનો યુવાન મંદિરે જવામાં શરમ અનુભવે છે પણ પાનના થડા પર આરામથી મોઢામાંથી ધુમાડા કાઢતો કે પાનની પીચકારીનો છંટકાવ કરતો એને સહેજે જોઈ શકશો. આજે કોઇ યુવાનનું એડ્રેસ માંગતા હો તો સૌ પ્રથમ તમને ગામમાં પાનની કેબીન પર પુછા કરવાનું કહેશે !

આપણા દુર્ભાગ્યે આજે યુવાનોમાં એક એવી હવા પ્રસરી રહી છે કે તમે ચાર માણસો વચ્ચે 'તુલસી' કે '૩૦૦' નો માવો મોઢામાં નાખો તો જ તમે યુવાન, મર્દ ગણાશો ! આવું નહીં કરીએ તો આપણે બીજાની આગળ 'ભગત' કે 'છોકરી' જેવા ગણાઇશું ! પરિણામે આજે ૧૪ થી ૧૬ વર્ષના ઉગતા યુનાનો કોઇ પણ જાતના વિચાર કર્યા વગર વિવિધ પ્રકારના તમાકુ મિશ્રીત સુગંધી મસાલાના 'પાઉચ' ખીસ્સામાં રાખતા થઈ ગયા છે.

આપણા પાટીદારોની વસ્તીવાળા એક ગામમાં વ્યસન મુકિત અભિયાન શિબિરમાં જવાનું થયું વ્યસન વિશે ચર્ચા કરતાં એક યુવાને પોતાનો દાવો સાચો કરવા એક તર્ક મુકયો કે ગાંધીજી પણ એક વખતે સીગરેટ પીતા હતા છતાં આજે તમે બધા તેમની જય બોલાવો છો ! ગાંધી બાપુએ એકજ વખત એક પળ માટેજ સીગરેટ પીધી હશે પણ તેમને તે અંગેનું ભાન થતાં આ લત-માંથી તરત જ છૂટકારો મેળવી લીધો જયારે આપણે તો જિંદગી આખી ફુંકતા જ રહીએ છીએ !

કેટલાક લોકો દલીલ કરે છે કે વ્યસનથી માનસિક થાક હળવો થાય છે. જો કે હૈદરાબાદમાં આવેલી સંસ્થા કેમિકલ એડીકશન ઇન્ફોર્મેશન મોનિટરિંગના નિષ્ણાંતોના મતે ઉપરની દલીલ પોકળ છે, તમાકુની બનાવટોમાં આવતા નિકોટીન અને શરાબમાં આવતાં આલ્કોહોલ તત્વ મનનીસંવેદન ઇન્દ્રિયોને ઉત્તેજીત કરે છે અને લોહીની ભ્રમણક્રિયા વધી જાય છે. નિષ્ણાંત તબીબોનું કહેવું છે કે સતત નિકોટીન અને આલ્કોહોલના સેવનથી માણસનું હૃદય પહોળુ અને બીમાર થઇ જાય છે, અને તેના કારણે ધબકારા માર-વાની તાકાત ઘટી જાય છે.

વારંવાર ખેંચાતી સ્પ્રીંગ જેમ આખરે ઢીલી પડે છે તેવુંજ ઇન્દ્રિયોનું થાય છે. મનને હળવું બનાવવા માટે માનસ-શાસ્ત્રીઓએ બીજા ઘણા ઉપાય બતાવ્યા છે. અને કદાચ કેફી દ્રવ્યોના સેવનથી મન પરથી વ્યથા હટી જતી હોયતો એ એક ભ્રમ છે. સંત સોક્રેટીશે એક જગ્યાએ લખ્યુ છે કે લોકો ખોટા ખ્યાલમાં ફસાઇને આમને આમ નશો કરતાં રહેશે તો એક સમયે તેઓ

ભૂંડ જેવું જીવન જીવતા થઇ જશે.

બીડી-તમાકુના સેવનથી શરૂઆત કરનારો જયારે દારૂ જુગારની લતે ચઢી જાય છે ત્યારે તેવુ જીવન, કુટુંબ બધુ છિન્ન ભિન્ન થઇ જાય છે. આપણા પાટીદાર ભાઇઓ આજે ધંધાકિય ક્ષેત્રે ખુબજ આગળ નીકળી ગયા છે. શહેરોમાં અને હવે તો કચ્છમાં પણ કેટલાક યુવાન મિત્રો હવે ખારીભાત કે ભજીયાંની પાર્ટીમાં રસ ધરાવતા બંધ થઇ ગયા છે. અને મોડી સાંજે કોઇ કલબ કે બીયર બારની મુલાકાત લીધા વિના ઘરે પાછા ફરતા નથી !

અન્ય જ્ઞાતિઓની સરખામણીમાં આપણો પાટીદાર સમાજ વ્યસન અને કુટેવોની બાબતમાં આદર્શ અને નમૂનારુપ ગણાતો પણ છેલ્લા થોડા વરસોથી એ નામના ભૂંસાવા લાગી છે. માનવને શોભે તેવુ જીવન જીવવાની સમાજ ધરાવતા સમૂહને આપણે સમાજ કહીએ છીએ, કૂતરા કે ભુંડના ટોળાને આપણે સમાજ કહેતા નથી. તેથી સમાજ કેટલો ઉંચો કે સુધરેલો છે તેનો માપદંડ તે સમાજમાં રહેતી વ્યક્તિઓનુ આચરણ કેવું છે તેના પરથી જણાઇ આવે છે.

પુણેની એક સંસ્થાના સર્વેક્ષણ મુજબ વ્યસન કરતી વ્યકિતઓમાંથી ૫૦ ટકા લોકો તો માત્ર શોખ ખાતર જ વ્યસન કરે છે. તેમને કોઇ જાતના નશાની તો ખબર જ નથી ! ત્યારે સહેજે વિચાર આવે છે કે આવા ગાંડા શોખ માટે આવાં ભયાનક કૃત્યો કરવા કેટલા મૂર્ખાઇભર્યા છે ! સાથે સાથે એ વ્યસનો માટે ખર્ચાતા અઢળક નાણાંમાંથી તો સમાજમાંની ગરીબી હટી જાય !

બીડી, તમાકુ જેવું સસ્તામાં સસ્તું વ્યસન કરતા લોકોને મહીને ૭૫ રૂા. તો ખર્ચવા જ પડે છે. એ માસિક ખર્ચને બચતના રૂપમાં ફેરવીએ તો ૨૦ વર્ષમાં ૯૦ હજાર રુા. જેટલી રકમ ઉભી કરી શકાય. પૂ. મોરારીબાપુ પોતાની કથામાં કહે છે તેમ વ્યસન રાખવું જ હોય તો કોઈ ગરીબના ડીલે કપડુ ઓઢાડવાનું રાખજો. કોઇ અનાથ કે ગરીબ બાળકની શાળાની ફી કે પાઠય-પુસ્તક આપવાનું રાખજો. વ્યસન જ રાખવું હોય તો કોઈ ગરીબ દર્દીને ઉભો કરવાનું રાખજો તો તમારા જીવનનું કલ્યાણ થશે !

આજે આપણે ઘણા કુટુંબોમાં જોઇએ છીએ કે ઘરના વડિલ ગણાતા લોકો પોતાના નાના દિકરાને કે પૌત્રને બીડી સિગારેટ લેવા બજારમાં મોકલે છે ! આ તદન અયોગ્ય છે. તમે બીડી સિગરેટના વ્યસન દ્વારા પોતે તો ખુવાર થાવ જ છો પણ તમારા ઘરના બાળકોને પણ આ વ્યસનમાં અજાણતાં જોતરી રહયા છો ! પોતાના બાપને કે દાદાને બીડી પીતા જોઇ નાનુ બાળક તો એમજ સમજવાનું છે કે આ સારી બાબત છે. નાનું બાળક સારી કે નરસી બાબતનું અનુકરણ જલ્દી કરે છે તે હકિકત મા-બાપે ખ્યાલમાં રાખવી જોઇએ.

અબુધ અને અજ્ઞાની લોકો ભુલ કરે તો તે સહેજે ક્ષમ્ય ગણાય, પણ આપણી સમાજના શિક્ષીત લોકો વ્યસન અંગે જોઇએ તેટલા ગંભીર નથી. વ્યસનરૂપી રાક્ષસની ભીંસમાંથી સમાજના યૌવનધનને મુકત કરવા પ્રયત્નો કરવા એ સમાજની પવિત્ર સેવા જ છે.

આ વ્યસનને હટાવવા તમે અનેક રીતે મદદરૂપ થઇ શકો તેમ છો. બહેનો પણ ધારે તો આ ક્ષેત્રે ઘણો અંકુશ લાવી શકે તેમ છે. ઘરમાં કે ઘરે આવતા મહેમાનો પર ધુમ્રપાનનો પ્રતિબંધ મુકીને તેમજ લગ્ન જેવા પ્રસંગોએ મહેમાનોની સરભરા માટે બીડી-સિગારેટ ધરવામાં આવે છે તે પ્રથા બંધ કરીને પણ વ્યસનમુકિત ઝુંબેશને સફળ બનાવી શકાય છે.

દેશલપર (વાંઢાય), તા. ભુજ.

નવલિકા

# વડોદરા થી વીરપુર

રતનશી દેવજી પટેલ, 'બે-લગામી'

(વહી ગયેલી વાર્તા... કલ્યાણમાં લાકડાનો વ્યવસાય કરતા વિનોદભાઈ વડોદરાથી વીરપુર બસમાં મુસાફરી કરી રહયા હતા ત્યારે એક અજાણી લાગતી યુવતીની મુલાકાત થાય છે અને એ યુવતી જયારે પોતે તેમને ઓળખતી હોવાની વાત કરે છે ત્યારે વિનોદભાઈને સાત વર્ષ પહેલાનો એ પ્રસંગપટ યાદ આવે છે જયારે તેઓ નાગપુરની બાજુના કોઈ સ્થળે લાકડાના લિલામ માટે ગયેલા અને પોતાના જ ગામના ગોવિંદભાઈના ઘરે ઉતરેલા. આ ગોવિંદભાઇની નાના દિકરાની વહુ અંગે તેમણે જ વાતો સાંભળેલી તે અંગે સાચી હકિકત જાણવા તેમણે વહુને એક પત્રમાં સઘળી હકિકત લખી બગલથેલામાં પત્ર મુકી જવા જણાવતાં નાની વહુએ મોકો જોઈ આ પત્ર થેલામાં સેરવી દે છે અને લિલામેથી પાછા આવેલા વિનોદભાઇ અધીરાઈથી આ પત્ર વાંચવાનું શરૂ કરે છે)

## ભાગ બીજો

વડીલશ્રી,

કોઇ પણ જાતના પૂર્વ પરિચય વગર કોઈ અજાણ્યા પુરૂષ આગળ કોઈ પણ યુવતી પોતાના મનની વ્યથા મોકળા મનથી વ્યકત કરવાનું સાહસ ન કરી શકે. પણ તમારા શબ્દોની જાદુઇ અસર અને તમારી સજજનતા વિશે સાંભળેલ વાતોથી પ્રેરાઈને આજે હું આ પત્ર દ્વારા મારી કથા અને વ્યથા વ્યકત કરવાનું સાહસ કરી રહી છું.

મારા લગ્નને પાંચેક વર્ષ વીતી ગયા છે. સાસુ અને સસરા મારાથી પૌત્ર પ્રાપ્ત કરવા મારી પાછળ પડી ગયાં છે. પણ મારા પતિમાં પિતા બનવાની લાયકાત જ નથી. મારા પતિની એબ (ખામી) છુપાવવા માટે મારા ઉપર કેટલાક અજૂગતા દબાણ પણ કરવામાં આવે છે મારા જેઠની પણ કુદ્રષ્ટિ છે પણ હું નમતુ નથી આપતી એટલે ઘરમાં વિદ્રોહ જાગેલ છે. મારા જેઠાણી ભગવાનનું માણસ છે એમ કહું કે પછી ઘરના અન્ય સભ્યોના કાવાદાવા સમજવા જેટલી તેનામાં યોગ્યતા નથી એ તો હું પણ નકકી કરી શકતી નથી

સમાજને છેતરવા માટે બે ડોકટરો પાસેથી મારા સસરાએ મારા પતિની શારીરિક યોગ્યતાની સર્ટીફિકેટો લઈ રાખી છે. મારા માતા-પિતા સાથેનું વલણ સૌજન્યતા ભર્યું ટકાવી રાખ્યું છે પણ પ્રચાર એવો કરી રાખેલ છે કે જાણે મારામાંજ કોઇ શારીરિક ખોટ હોય.

મારા સસરા સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન ધરાવે છે. કેટલાક કુટુંબોમાં થતા ઝઘડાઓમાં સમાધાન કરાવવાનું કામ પણ તેઓ કરે છે. ધંધાદારીમાં પણ સારી એવી સૂઝ-બૂઝ ધરાવે છે. એટલે ભાગીદારીમાં થતા વિવાદો વખતે અને ભાગીદારો છૂટા થવાની વેળા એ મારા સસરાના મતનું સારૂ એવું વજન પડે છે. એટલે મારા માતા-પિતા પણ તેમના વિરોધમાં કંઇ કરી શકતા નથી.

મને એકલીને ઘર બહાર કયાંયે જવા દેવામાં આવતી નથી. એટલે હું આપણી

જ્ઞાતીના બીજા કારખાનાવાળા ભાઇઓને પણ મારી સાચી સ્થિતિ વિશે જણાવી શકતી નથી. જો કે થોડા મહિના પહેલાં સુધી તો મારા સાસુ સસરાએ મારૂ બ્રેઇન વોશીંગ કરવામાં જરાય કસર ન રાખી. મને સમજાવવા માટે ઘણાં બધા પ્રયત્નો કર્યા. 'ઘરની લાજ ઘરમાં જ રહી જાય' એવુ મારા મનમાં ઠસાવવાની એક પણ તક જતી નથી કરી. પણ હું એકની બે ન થઇ. એટલે હમણાં હમણાં મારા ઉપર એટલો બધો ત્રાસ ગુજારવામાં આવે છે કે જેને હુ હવે સહન પણ કરી શકતી નથી.

હું જો જેઠને તાબે નહીં થાઉ તો મને મારી નાખવાની ધમકી પણ આપવામાં આવે છે. હુ પણ એટલી ત્રાસી ગઇ છું કે મને કોઇ મારી નાખે તેના કરતાં હું જ મારી જાતને મારા હાથે જ ખતમ કરી નાખું-એવી ઇચ્છા ઘણીવાર મારા મનમાં જાગે છે. હું આઠમા ધોરણ સુધી ભણેલી છુ એટલે પત્ર લખીને કોઇને પણ મારી વાત જણાવી શકું તેમ છું. પણ પત્ર લખીને ટપાલપેટીમાં નાખવાની તક મળવી પણ અહીં મુશ્કેલ છે. હું કોઇપણ ઉપાયે આ ઘરથી સંબંધ તોડાવી નાખવા ઇચ્છું છું જો એમ નહીં બને તો એક દિવસ મારા જીવનનો અંત આણતાં પણ નહીં અચકાઉં વધુ લખવા જેટલો વખત નથી. બસ આટલું જ, એજ

લી. એક અભાગી નારી.

નાની વહુનો પત્ર વાંચીને કેટલીક ક્ષણો સુધી વિનોદભાઈ વિચારોમાં જ ખોવાઈ ગયા. બહારથી ભલમનસાઈ દેખાડતા ગોવિંદભાઇનું આજે વિનોદભાઇને સાચું સ્વરૂપ જોવા મળ્યું. દુનિયાને શિખામણ આપનાર પોતે જ પોતાના ઘરમાં જે વર્તન કરે છે એ જાણીને એમને આશ્ચર્ય સાથે આઘાત લાગ્યો. સાંજે જમ્યા પછી થોડો વખત ગપ્પા ગોષ્ઠીમાં જશે ત્યારે જવાબ લખવાનો વખત મળે કે ન મળે એટલે હમણાં જ જવાબ લખી નાખું એવી ગણતરી કરીને તેમણે જવાબ લખવાની શરૂઆત કરી...

"તમારી કથા અને વ્યથા વાંચી ખુબજ આઘાત લાગ્યો. તમને ભોગવવા પડતા ત્રાસમાંથી મુકિત અપાવવા માટે સમાજના અગ્રણીઓને પણ મળીને ઘટતું થાય તેવા પ્રયત્નો જરૂર કરીશ પણ સાથે સાથે મારે તમને પણ કંઇક કહેવું છે. તમે સાવ અભણ તો નથી જ. તમે પુસ્તકોના વાંચનથી એટલું જરૂર સમજી શકયાં હશો કે જે જીવ ઉત્પન્ન કરે છે તેજ જીવનો નાશ કરી શકે છે મૃત્યુ આપવાનો અધિકાર ફકત ઇશ્વરને જ છે. તમને તો નથી જ તમારે તો આપઘાત કરવાની વાત જ મનમાંથી ફેંકી દેવાની છે. આવેશમાં આવીને અંત આણવો એમાં તો કાયરતા છે.

તમે સાસુ-સસરા અને જેઠ સામે બળવો કરવાનું સાહસ નથી કરી શકતાં કારણ કે તમને તેમનો ખૂબ જ ડર પેસી ગયો છે. જો તમારા જેવી શિક્ષીત યુવતી પણ પોતાની વ્યથા અન્ય સદ્ગૃહસ્થો આગળ વ્યકત કરવાનું સાહસ નહીં કરે તો આવી સમસ્યાઓનો ઉકેલ નહીં આવે. વખત આવ્યે ચંડીકા સ્વરૂપ ધારણ કરવાનું સાહસ પણ કરવું જરૂરી છે.

મને વિશ્વાસ છે કે તમે હવેથી નબળા વિચારોને નજીક પણ નહિ આવવા દો. સૌ સારા વાનાં થશે."

એજ લી...

નીચે સહી કર્યા વગર જ વિનોદભાઇએ પત્ર પુરો કર્યો. ત્યાં તો જમવાનું તેડું પણ આવી ગયું.

સાંજે જમ્યા પછી ફરી એક વખત મંડળી જામી. પરસ્પરના પરિવારોના તેમજ સગાં-સંબંધીઓના સમાચારોની આપેલ થઇ, સાથે સાથે ધંધા-રોજગારની અને સમાજના રીત-રિવાજો વિશેની પણ વાતો થઈ. ગોવિંદભાઇ વાત-વાતમાં એવું બતાવવાનો પ્રયત્ન કરતા હતા કે જાણે તેઓએ સમાજ માટે ઘણું બધું કાર્ય કર્યું હોય, સમાજ માટે સારો એવો ભોગ આપ્યો હોય. પણ વિનોદભાઇને હવે તેમની વાતોમાં ખાસ રસ પડતો નહોતો. છેવટે કલાકેક પછી મંડળી વિખરાઇ ગઇ. સૌએ સુવાની તૈયારી કરી. ગોવિંદભાઈએ પણ મહેમાનના ખંડમાં જ સુવાનું રાખ્યું હતું. વિનોદભાઈએ સુવાના ખંડમાં આવીને બૂટ ઉતારી નાખ્યા અને ગોવિંદભાઇની નજર બચાવીને ખિસ્સામાં પડી રહેલ પત્ર એક બુટમાં સરકાવી દીધો. પછી તેઓ એક પલંગ પર શાંતિથી સુઇ ગયા.

બીજે દિવસે સવારે જયારે વિનોદભાઇ ઉંઘમાંથી જાગ્યા ત્યારે ગોવિંદભાઇ સ્નાનાદિથી પરવારીને પુજા-પાઠમાં પરોવાઇ ગયા હતા. પોતાને ઉઠવામાં મોડું થયું છે એવો ભાસ થતાં ઉતાવળે-ઉતાવળે તેઓએ સ્નાનાદિની વિધી પુરી કરી ત્યાં સુધીમાં ગોવિંદભાઇની પૂજાવિધી પુરી થઇ ગઇ હતી. તેઓ બંને રસોડામાં નાસ્તા માટે ગયા. નાસ્તો પીરસવા માટે મોટાં વહુ અને ગોવિંદભાઇના પત્ની રસોડામાં હતાં નાનાં વહુ બીજા ઓરડાઓમાં ઝાડુ મારવામાં રોકાયેલા હતા.

ચા-નાસ્તો કરીને વિનોદભાઇ પાછા મહેમાન ખંડમાં આવ્યા ત્યાં સુધીમાં એ ખંડમાં પણ સફાઇ થઇ ચૂકી હતી પોતે રાખેલ બૂટને થોડા આઘા-પાછા પડી રહેલ જોઇને તેમને ધરપત થઈ. પછી તો તેઓ તરત જ સરકારી ડેપોમાં જવા નીકળી ગયા.

તે દિવસે લિલામમાં ખરીદી કરવા માટે ઘણા બધા વેપારીઓ આવેલ હતા. માલના ભાવો ખુબ જ ઉંચકાઇ ગયા. પરિણામે વિનોદભાઈ એ લિલામમાં માલની ખરીદી ન કરી શકયા. સાંજે ચાર વાગ્યે લિલામ પુરૂં થયું. તેઓ તરત જ ગોવિંદભાઇના કારખાને પાછા આવ્યા અને સાંજની જ બસમાં નાગપુર જવા ઉપડી ગયા.

  

એ પ્રસંગ પછી વિનોદભાઈ જયારે કચ્છમાં ગયા ત્યારે ગોવિંદભાઇના વેવાઈ-વેવાણને મળ્યા વગર ન રહી શકયા. પોતાની દિકરીની દુઃખભરી દાસ્તાન સાંભળીને એમને ખુબ આઘાત લાગ્યો. અને પછીતો દિકરીને છૂટા-છેડા અપાવવાનો પાકો નિર્ણય પણ કરી લીધો. વિનોદભાઇએ જાહેરાતથી દૂર રહીને સમાજના લાગતા-વળગતા કાર્યકર્તાઓ અને સેવાભાવી સજજનોનો સંપર્ક સાધ્યો. તેઓએ એવું તો ચકકર ચલાવ્યું કે જેથી ગોવિંદભાઇ સાવ નરમ બની ગયા. 'વધુ વાતો ફેલાતાં ઘરની આબરૂ કંઇ જ નહીં રહે' એવા ભયથી પ્રેરાઇને ગોવિંદભાઇએ નાના દિકરાની વહુને છૂટા છેડા આપી દીધા.

  

વિનોદભાઇને સાતેક વર્ષ પહેલાં બનેલ બનાવની યાદમાં ખોવાઇ ગયેલ જોઇને પેલી યુવતી કેટલીક ક્ષણો સુધી અબોલજ રહી. થોડીવાર પછી તે પોતાની સાથેની સ્ત્રીને સંબોધીને બોલી, 'બા આ સજજનને તમે નહીં ઓળખતાં હો,પણ મને તમારાં વહુ બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું તેમાં આમનોજ મુખ્ય ફાળો છે. જો મને તેમની મદદ ન મળી હોત તો અત્યાર સુધીમાં

મારા જીવનનો મેં અંત આણી દીધો હોત, આમની પ્રેરણાથી જ હું મારા પ્રથમ વરથી છૂટાછેડા લેવાનું સાહસ કરી શકી અને આમની મદદથી જ મને છુટાછેડા મળી શકયા. ઇશ્વરે એક દિવસ મારી પાસે એક દેવદુત મોકલ્યો હતો, એમ કહુ તો પણ જરાયે અતિશયોકિત નથી. હું આમનો જેટલો ઉપકાર માનું એટલો ઓછોજ ગણાશે.'

જો કે આ વાત પેલી યુવતી પોતાની સાથેની સ્ત્રીને જ સંભળાવી રહી હતી. પણ વિનોદભાઇના કાન આ વાત સાંભળીને સરવા બની ગયા હતા. એમનું ધ્યાન પણ હવે આ વાતો સાંભળવા તરફ દોરાઈ ગયું હતું. પોતાની વાતો વિનોદભાઈ પણ સાંભળી રહયા છે તેની ખાત્રી થતાં પેલી યુવતી હવે એમને જ સંબોધીને બોલી, 'કેમ હવે તો તમે મને ઓળખી ગયા ને ?'

'હા, હવે હુ તમને બરાબર ઓળખી ગયો' વિનોદભાઈએ કહ્યું 'જો કે તમને છુટાછેડા મળી ગયા એથી મને આનંદ થયેલ પણ ત્યાર પછી તમારું શું થયુ એની મને જાણ નથી'

'એની જાણ હુ તમને આપું છું' યુવતીએ કહ્યું, 'છૂટાછેડા પછી ત્રણેક વર્ષે વડોદરાનો એક ખાનદાન કુટુંબના સુશિક્ષિત અને સંસ્કારી દિકરા સાથે મારાં પુનઃલગ્ન થયાં મને તો એવું લાગ્યુ જાણે કે હુ નર્ક-માંથી ઉચકાઇને સ્વર્ગમાં પહોંચી આવી છું. સારો વર અને સારું ઘર મળ્યું છે. સમજુ સસરા મળ્યા છે. મા જેવો પ્રેમ આપનાર આ સાસુ મળ્યા છે. અને હાં, સાસુને તો તમે મારા સાથે જુઓ જ છો. કેવાં લાગે છે તમને ?

આ વાત સાંભળીને સાસુ શરમાઇ ગયાં, છતાં બોલ્યા વગર ન રહી શકયાં, 'હવે રહેવા દો ને વહુ, અમારા આટલા વખાણ નહીં કરો તો પણ ચાલશે. બાકી, ઉપકાર માનો તો આમનો માનો તમે જે કહયુ તે પ્રમાણે તમારા માટે આ ભાઇએ જે કંઇ કર્યું તે ખરેખર દેવ જેવો માનવી જ કરી શકે.

'માજી, હું તો માત્ર નિમિતજ ગણાઉ બાકી કરનાર તો એક ઇશ્વર જ છે.' આટલું કહીને વિનોદભાઇએ વિષય બદલતાં પ્રશ્ન કર્યો, 'એ તો બધુ ઠીક, પણ તમે આમ કયાં સુધી નીકળ્યા છો ?'

'આ બાબાના જન્મથી પહેલાં અમારાં સ્વર્ગવાસી વહુની કુખે ત્રણ-ત્રણ બાળકો જન્મયા હતા, પણ એ બધાનો મૃતાવસ્થામાં જ જન્મ થયો હતો. વળી છેવટની સુવાવડમાં તો વહુ પણ વિદાય લઇ ગયાં હતાં. એટલે આ નવાં વહુને સારા દિવસો હતા ત્યારેજ અમે જલારામ બાપાની માનતા કરી હતી કે બાળકના જન્મ પછી ત્રણ વર્ષથી પહેલાં બાપાને પગે લગાડવા આવશુ હવે આ બાબાને અઢી વર્ષ થયાં છે એટલે અત્યારે અમે સાસુ વહુ આને જલારામ બાપાને પગે લગાડવા લઇ જઇ રહયાં છીએ.' આ વખતે સાસુએજ જવાબ આપ્યો.

'ઓ હો, તો એમ વાત છે ત્યારે !' વિનોદભાઇએ આનંદ વ્યકત કરતાં કહયું, 'હુ પણ વીરપુર બાપાના દર્શન કરીને જૂનાગઢ જવાનો છું ચાલો સારૂ થયું, જલા-રામ બાપાએ જુની ઓળખાણ તાજી કરાવી આપી. આજે મને એક ઘુંઘટમાં સંકોચાઇને રહેતી યુવતીને નિઃસંકોચ ભાવે વાતો કરતી સાંભળવાની અને જોવાની તક મળી એ પણ જલારામ બાપાનો પ્રતાપ જ સમજો આપણી આ યાત્રા ખરેખર સફળ થઇ કહેવાય.'

અને બીજી રીતે પણ વિનોદભાઇની યાત્રા લાભદાયી નીવડી. જે માલનું ગીરના સાસણ ડીપોમાં લિલામ હતું એ લિલામમાં એમને ખુબજ સસ્તા ભાવે ભરપુર માલ મળી ગયો.

(સંપૂર્ણ)

### વિદર્ભમાં વિશાળ જ્ઞાતી સમુદાયની હાજરીમાં

# નાગપુર સમૂહલગ્નોત્સવમાં ૧૬ નવયુગલોએ પ્રભુતામાં પગલાં માંડયા

(વાલજીભાઈ દિવાણી દ્વારા)

નાગપુરઃ-

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, નાગપુર દ્વારા તા. ૨૮/૧/૯૩ વસંત પંચમીના દિવસે યોજાયેલ સમૂહલગ્નોત્સવમાં ૧૬ નવયુગલોએ ભાગ લીધો હતો. ભારતના વિવિધ નગરોમાંથી ઉપસ્થિત રહેલ જ્ઞાતીજનોની વિશાળ હાજરીમાં આ ભવ્ય લગ્ન સમારંભનું ધામ-ધૂમપૂર્વક આયોજન કરવામાં આવ્યું હતું.

નાગપુરના પાટીદાર ભવનના વિશાળ પ્રાંગણને માંડવો બાંધી શણગારવામાં આવ્યું હતું અને આ વિશાળ મંડપની અંદર નવયુગલ દીઠ નાના માંડવા તૈયાર કરવામાં આવ્યા હતા. બહાર ગામથી આવનારા પક્ષો આગલા દિવસે સાંજે જ આવી ગયા હતા. પૂજા સમિતિના મુખ્ય કાર્યકર શ્રી જીવરાજ પુંજા ખેતાણી દ્વારા પ્રથમ કુળદેવીશ્રી ઉમિયા માતાજીની સ્થાપના-પૂજન કરવામાં આવ્યું હતું.

આ સમૂહ લગ્ન સમારંભને નિહાળવા અને નવદંપતીઓને આશિવચન આપવા માટે એટલો વિશાળ જ્ઞાતી સમુદાય ઉમટયો હતો કે પાટીદાર ભવનનું વિશાળ પ્રાંગણ નાનું પડતું હતું. વિદર્ભના ખૂણે-ખૂણેથી તથા દિલ્હી-પૂના-કલકતા-મુંબઇ-રાયપુર-જબલપુર-ઈટારસી-સંબલપુર વગેરે શહેરોમાંથી આવેલા આમંત્રિતો સહીત પાંચેક હજાર જ્ઞાતીજનોની હાજરી હતી.

લગ્ન વિધિના કાર્યક્રમ પછી સમાજ વતી સન્માન આશિર્વાદનો એક ટૂંકો કાર્યક્રમ રાખવામાં આવેલ જેમાં નાગપુર સમાજ દ્વારા અપાતી ભેટ અને સન્માનપત્ર તથા શ્રી ઉમિયા માતાજી સંસ્થાન તરફથી આવેલ ભેટ નાગપુરની સંસ્થાઓના વડિલો અને બહાર ગામથી પધારેલા સામાજીક કાર્યકરોના હસ્તે કન્યાઓને આપવામાં આવી હતી.

શ્રી ડાયાભાઈ માવજી લીંબાણીના સ્વાગત ગીતથી સર્વે જ્ઞાતિજનોનું સ્વાગત કરવામાં આવ્યું હતું. પૂના દિલ્હી અને કલાકતાથી પધારેલા આગેવાનોએ નાગપુર સમાજના આ આયોજનને બિરદાવ્યું હતું. આ વિરાટ આયોજનની તમામ જવાબદારી યુવક મંડળે ઉપાડી હતી જેના પ્રમુખશ્રી દયારામ શીવજી નાકરાણીએ આયોજનમાં કોઇ ખામી કે ત્રુટી રહી ગઇ હોય તો તે બદલ ક્ષમા માગેલ અને સૌ જ્ઞાતીજનોનો આભાર માનેલ.

યુવકમંડળના મંત્રી તથા સમૂહલગ્ન આયોજન સમિતિના સંયોજક શ્રી હરીલાલ પ્રેમજી રામાણીએ આ સફળ આયોજન માટે જહેમત ઉઠાવનારા દરેકે-દરેક યુવાનોને ધન્યવાદ આપ્યા હતા. સમાજના પ્રમુખશ્રી ચંદુલાલ મુળજી પોકારે સર્વે જ્ઞાતીજનોનો આભાર માન્યો હતો. આ સમારંભનું સંચાલન શ્રી કેશવલાલ કાનજી ભાદાણી દ્વારા કરવામાં આવ્યું હતું.

મુઝે ભી કુછ કહના હૈ

# અતિથી દેવો ભવઃ પણ આજે સાચો આતિથ્ય સત્કાર કયાં જોવા મળે છે ?

આપણે મૈત્રી વિશે અને આતિથ્ય સત્કાર વિશે અવાર નવાર વાતો કર્યા કરીએ છીએ પરંતુ તેનું સાચું તાત્પર્ય આપણે બરાબર સમજતા નથી. ઘણીવાર આપણે અતિથિને આવકારીએ એમાં આપણામાં રહેલ સ્વાર્થ જ છૂપાયેલો હોય છે. મોટા ભાગના લોકો મહેમાનની મહેમાનગીરી કરવાથી કેટલો રાજી થશે એમ વિચારવાને બદલે મહેમાનોના મનમાં મારા વિશે કેવી રીતે સારી છાપ પડશે એનો જ વિચાર કરતા હોય છે.

આવા લોકોને પોતાના સ્વાર્થનીજ પડી હોય છે. એમનો સ્વાર્થ એમાં રહેલો હોય છે કે સમાજમાં તેમની આબરુ કઇ રીતે વધશે. સમાજના પ્રતિષ્ઠિત અને મોભા-વાળા લોકોમાં નવા નવા સંબંધો કેમ બંધાશે. જેઓ આપણી ખુબ ખુબ વાહવાહ કરતા હોય, આપણી મહેમાનગીરીથી જાણે ખુબજ સંતોષ પામ્યા છે એવો દેખાવ કરતા હોય એવા માણસોને ઘરે આમંત્રણ આપવા જોઇએ નહિ.

પરંતુ જો કોઈ દીનઃદુખી, ગરીબ પરંતુ સજજન માણસને આપણે આપણા ઘેર સ્નેહથી બોલાવીએ અને જમાડીએ તો એને જે સંતોષ થાય છે એવો બીજી કોઇ વસ્તુથી થાય છે ખરો ? શ્રીમંત અને પ્રતિ-ષ્ઠિત માણસોને તો રોજબરોજ જુદાજુદા સમા-રંભોમાં અને મિજબાનીઓમાં જવાનું હોય છે. પહેલાં તો એ આપણા આમત્રંણનો અસ્વીકાર કરશે અને આમંત્રણ સ્વીકારશે ત્યારે જાણે આપણી પર ઉપકાર કર્યો હોય તે રીતે વર્તશે. આપણે એમની પ્રશંસા પામવા સારો એવો ખર્ચ કર્યો હશે પરંતુ એની એમને તો નવાઇ હોતીજ નથી. તેથી આ બધામાં આપણને શું ફાયદો થવાનો ? એનાં કરતાં ગરીબ અને મધ્યમ વર્ગના માણસોને કોઇ પ્રસંગે આપણે ત્યાં આમંત્રીએ અને આગતા સ્વાગતા કરીએ તો હંમેશા આપણને યાદ કરે અને આપણા સુખ દુઃખમાં આપણી પડખે ઉભા રહે.

ભેટ સોગાદોની બાબતમાં પણ આવુ જ બને છે. જયારે કોઇ શ્રીમંતના ઘેર સારો પ્રસંગ હોય અને આપણે જવાનું હોય તો આપણે ઘણો ખર્ચ કરીને સારી વસ્તુઓ ભેટ આપીએ છીએ. પરંતુ શ્રીમંતોને તમે ગમે તેવી મોંઘી વસ્તુ આપો તોય એમને એની કંઇ કિંમત હોતી નથી ! તેમ છતાં પણ આપણે આપણા આત્માને છેતરીને, અંતરાત્માના અવાજને દબાવીને પણ પૈસાનો દુરૂપયોગ કરતા અચકાતા નથી. જો ગરીબ સગાવહાલાને આવા પ્રસંગે આપણે કોઇ મદદ કરીએ તો તેઓ આપણને યાદ તો જરૂર કરશે જ.

પરસોતમ મનજી જાદવાણી
C/O શ્રી ગણેશ સો મીલ,
ગણેશ રોડ, ચાલીસગામ (જલગાંવ)
પીન-૪૨૪ ૧૦૧

## શું આપણો પડોશી ધર્મ આવો હોય ? !

આજના યાંત્રિક યુગમાં પડોશી પણ મોટા ભાગે યાંત્રિક વ્યવહાર દર્શાવતા જોવા મળે

છે. પડોશી-પડોશી વચ્ચે લાગણીનો જે પ્રવાહ જોવા મળે છે. તે ઉપરછલ્લો જ છે. તેઓ એકબીજાનો ઉપકાર માને છે પરંતુ તે ઉપકાર હૃદય પૂર્વક માનતા નથી !

પહેલાંના જમાનામાં પડોશી-પડોશી વચ્ચે સગા ભાઇથીયે વિશેષ સંબંધ હતો, પરંતુ આજે આવું કયાં જોવા મળે છે ? અગાઉ તો સ્ત્રીઓ વચ્ચે બહેન-બહેનપણી જેવો સંબંધ હતો પરંતુ આજે તો પડોશીઓમાં ફકત વસ્તુઓની આપ-લે કરવા જેટલોજ સંબંધ રહયો છે.

આપણી જ્ઞાતીની મોટાભાગની દેશ બહાર રહેતી બહેનો પાસે કામનું ભારણ ઓછું છે. શહેરમાં જે બહેનો રહે છે તેમની વાત કરીએ તો પહેલાંના પ્રમાણમાં કામજ નથી. તેઓ પોતાનું થોડું ઘણું જે કંઇ કામ હોય તે પુરૂં કરી તરત જ પડોશીના ઘરમાં ફુટ કરતાંને ઘુસી જાય છે અને પછી બધી પડોશણો ભેગી થઇ એકબીજાના ઘરના સભ્યોની નિંદા કર્યા કરે છે !

યુધિષ્ઠિરે કુંતા માતાને શ્રાપ આપ્યો હતો કે આજ પછી કોઇ સ્ત્રીનાં પેટમાં વાત નહિ રહે ! આજના જમાનામાં બસ આવું જ બની રહયું છે ! પોતાના ઘરમાં શું બનાવ બન્યો તેની જાણ જયાં સુધી પડોશીને ન થાય ત્યાં સુધી બહેનોને ચેન પડતુ નથી ! ખાવા પીવાનું પણ પછી જ કરે છે !

પડોશની મહિલાઓ તેને તેના ઘરના સભ્યો વિશે સાચી-ખોટી માહિતી આપી ચઢાવે ત્યારે ઘણી સ્ત્રીઓ આવી કાન ભંભેરણીથી ઉશ્કેરાઇને સાચી વાત જાણ્યા વગર જ ઘરમાં ધમાલ મચાવી દેતી હોય છે સાચી હકિકત જાણવાની ધીરજ જ આવી બહેનો પાસે નથી, પછી સહન શકિતની તો કયાં વાત કરવી ! બીજાના ઘરમાં કલહ ઉત્પન્ન કરવામાં ઘણા પડોશીઓને એક પ્રકારનો આનંદ આવતો હોય છે પણ શું એક પડોશી તરીકે તેમને આ શોભાસ્પદ છે ખરૂં ?

સ્ત્રીઓ ભેગી થાય ત્યારે વાતો કરતી રહે છે કે કોઇનું બુરૂં ઇચ્છીએ તો ખુદનું બુરૂં થાય છે. તેઓ એકબીજાને આવી સલાહ તો આપતી રહે છે પણ ખુદ તે સલાહનું પાલન કયારેય કરતી નથી ! સલાહ આપવી તો સહેલી છે પણ તેનું પાલન કરીએ તો જ કોઇ અર્થ સરે !

તમે કોઇને ઉશ્કેરીને, કાન-ભંભેરણી કરીને કોઇનું ઘર ભંગાવો છો, ઝગડા કરાવો છો તેના કરતાં તેને સાચી સલાહ આપી યોગ્ય માર્ગે વાળો તો તમને કોઇ તકલીફ પડે છે ? નાણાં ખર્ચવા પડે છે ? એક-બીજાના ઘર ભાંગવા કરતાં તેમને જોડવાનું કામ કરીએ તેમાં જ બધાનું કલ્યાણ છે. તમે કોઇનું કયારેક સારૂં ઇચ્છયુ હશે તો તમારું જરૂર સારૂં થશે જ.

પ્રભાવંતી સી. પટેલ,
મોરબી (સૌરાષ્ટ્ર)

## આંબો મીઠો હશે તો જ કેરી સારી થવાની !

આંબાનું નામ સાંભળતાં જ આપણા મોમાં પાણી વછૂટે છે, તેને તોડીને ખાવાનું મન થાય છે ! પણ આંબાની બધી જ કેરી મીઠી હોતી નથી. કોઇક મીઠી, કોઇક ખાટી, તો કોઇક ખરાબ હોય છે. ખાટી કેરીને ખાઇને આપણું મોઢું પણ ખાટું થઇ જાય છે.

સારી કેરીની માંગ બજારમાં ઘણી હોય છે. તેને ખરીદવા માટે લોકો પડાપડી કરતા હોય છે. પણ આવી મીઠી કેરી બનાવવા આપણે આંબાના ઝાડને સારી જાતના ખાતર, પાણી નાખીને આંબાને મીઠો બનાવવો પડે છે. જો આંબો જ ખાટો હશે તો તેના ફળ પણ ખાટાં જ આવવાના છે.

આપણો પાટીદાર સમાજ એક આંબારૂપી ઝાડ છે. તે ઝાડમાં કડવા પાટીદાર ભાઈ-બહેનો રૂપી કેરીઓ છે. પણ તે બધી એક સરખી હોતી નથી. અભિમાન, ઇર્ષ્યા અને સ્વાર્થ થકી ઘણી કેરીઓ બગડી ગયેલી છે. આંબારૂપી આપણા સમાજને સારો અને ઉંચો બનાવવા માટે આપણે સૌ સાથે મળીને તેમાં પ્રેમ, એકતા, ભાવના અને આદર રૂપી ખાતર નાખવું જોઇએ. આપણા સમાજને ઉપર લેવા માટે સૌ કોઇએ પ્રયત્ન કરવા જરૂરી છે. આમ કરવાથી જ આપણો સમાજ દિવસે-દિવસે ઉપર આવતો જશે તેમાં કોઈ શંકા નથી.

**કાન્તીલાલ બી. પટેલ,**
શ્રી મહાલક્ષ્મી સો મીલ,
૨, મીનનગર, કોટટુર રોડ,
પોલાચી-૬૪૨૦૦૬



# કચ્છ જા વાવડ

# ૭૦૦ કરોડના ખર્ચે એશિયાનો સૌથી મોટો સિમેન્ટ પ્લાન્ટ લખપત તાલુકામાં નંખાશે

ભુજ :-

કચ્છના લખપત તાલુકાના જાડવા ગામે આકાર પામનારા એશિયાના સૌથી મોટા સિમેન્ટ પ્રોજેક્ટની સ્થાપના અંગેના સમજૂતીના કરાર પર હૈદરાબાદના સાંઘી જૂથ અને ગુજરાત ઔદ્યોગિક મૂડીરોકાણ નિગમે સહી સિક્કા કરી દીધા છે.

ગુજરાતના ઉદ્યોગ પ્રધાન શશીકાન્ત લાખાણીની હાજરીમાં ગાંધીનગરમાં ઉદ્યોગ જૂથના ઉચ્ચ અધિકારીઓ સાથેની બેઠકમાં રૂા. ૬૯૦ કરોડના ખર્ચે સ્થપાનારા વાર્ષિક ૨૫ લાખ ટન ક્ષમતાના આ પ્રોજેક્ટને આખરી સ્વરૂપ અપાયું હતું.

સાંઘી જુથના મેનેજીંગ ડિરેક્ટર શ્રી રવિ સાંઘીએ જણાવ્યું હતુ કે, લિગ્નાઈટ આધારીત પ્રોજેક્ટ માટે જી. એમ. ડી. સી. સાથે દૈનિક ૧૫૦૦ ટન લિગ્નાઈટના ૩૦ વર્ષ સુધી સતત પુરવઠા માટે કરાર કરવામાં આવ્યા છે. આશરે ૬૦ ટકા ઉત્પાદનની નિકાસ કરવાના આશયથી સાંઘી જૂથે કોટેશ્વર અને જખા વચ્ચે બંદર સુવિધા વિકસાવવાનું પણ વિચાર્યું છે.

લખપત જેવા પછાત તાલુકામાં આ પ્રોજેક્ટના નિર્માણથી આ વિસ્તારની કાયાપલટ થવાની આશા સેવાય છે. રોજગારીની વિશાળ તકો ઉભી થશે તેના કારણે પણ સ્થાનિક લોકોને મોટો ફાયદો થશે. જાડવામાં પ્રોજેક્ટ માટે ૫૦૦ એકર જમીન સંપાદન કરવાની કાર્યવાહી પણ શરૂ કરી દેવામાં આવી છે.

## નખત્રાણામાં ઓકટ્રોયના પ્રશ્ને પંચાયત-વેપારીઓ સામસામે !

નખત્રાણા :-

નખત્રાણામાં ઓકટ્રોયવેરો નાખવા ગ્રામપંચાયતે કરેલા ઠરાવના વિરોધમાં સ્થાનિક વેપારીમંડળે બંધનું એલાન આપી આંદોલન છેડતાં ઓકટ્રોય પ્રશ્ને ગ્રામપંચાયત અને વેપારીઓ આમને સામને આવી ગયા છે.

નખત્રાણા ગ્રામપંચાયતે તેની આર્થિક સ્થિતી સુધારવા અને વિકાસ કામો માટે આવક ઉભી કરવા ઓકટ્રોયવેરો નાખવાનો નિર્ણય કરેલ છે. પણ વેપારીઓના વિરોધ વચ્ચે હવે ગ્રામપંચાયતના સૂત્રધારો કેવુ વલણ અપનાવે છે તેના પર ગામ લોકોની મીટ મંડાઇ છે.

વેપારીઓના જણાવ્યા મુજબ ગ્રામ-પંચાયતને વિકાસ કામો માટે જોઈતા નાણાં આપવા વેપારીઓ હમેશા તૈયાર છે અને સરકાર પણ ઓકટ્રોયપ્રથા નાબુદ કરવાનું વિચારી રહી છે. ત્યારે હાલના તબક્કે નખત્રાણામાં આ વેરો દાખલ કરવા માટે કોઇ કારણ નથી.

જો કે નખત્રાણાના સરપંચ શ્રી ભગવાનદાસ મુખીના જણાવ્યા મુજબ પંચાયતની નાણાકીય સ્થિતિ મજબુત નથી. વાર્ષિક પાંચ લાખના ખર્ચ સામે આવક માત્ર બે લાખ રૂા. જ છે. ઓકટ્રોય થકી ૧૫ લાખ રૂા.ની આવક થશે. આમાં ખાધા ખોરાકી જેવી ચીજ વસ્તુઓને બાકાત રખાશે.

## અકરીમાં લિગ્નાઈટ ખાણ શરૂ

દયાપર :-

લખપત તાલુકાના પાનધ્રો પછી જી. એમ. ડી. સી.એ ધારેશી ગામની બાજુમાં આવેલા અકરીમાં લિગ્નાઈટ પ્રોજેક્ટ શરૂ કરતાં આ વિસ્તારમાં વિકાસના નવા દ્વાર ઉઘડયાં છે.

અકરી લિગ્નાઈટ પ્રોજેક્ટનું ઉદઘાટન કરતાં ઉદ્યોગમંત્રીશ્રી શશિકાન્ત લાખાણીએ જણાવ્યું હતું કે જિલ્લામાં ખનીજનું ઉત્પાદન વિપુલ હોવાથી કચ્છમાં ટુંક સમયમાં જ ખનીજલક્ષી કોલેજ શરૂ કરવાનો સરકાર નિર્ણય લેશે.

આ પ્રસંગે લખપત તાલુકા પંચાયતના પ્રમુખશ્રી કરમશીભાઇ પટેલે તાલુકાની જનતાવતી એવી હૈયાવરાળ ઠાલવી હતી કે, જે ખેડુત ખાતેદારોએ પોતાની જમીન નિગમને આપી છે તેમના કુટુંબના ઓછામાં ઓછા ત્રણ સભ્યોને નોકરીમાં લેવા જોઇએ અને જમીનનું પુરતું વળતર ચૂકવવું જોઇએ.

અકરી ખાણમાં હાલના તબક્કે ૧૦૦૦ ટનનું ઉત્પાદન થશે જે ક્રમશ: વધીને ૫૦૦૦ ટનનું કરવામાં આવશે પરિણામે પાનધ્રોની જેમ અકરીની સિકલ પણ બદલી જશે.

## ગાંધીધામમાંથી ૨૦ બાંગ્લાદેશી પકડાયા

ગાંધીધામ :-

બાંગ્લાદેશમાંથી લાખોની સંખ્યામાં બાંગ્લાદેશી મુસલમાનો ભારતમાં ઘુસી રહ્યાની ભાજપ બુમરાણ મચાવી રહયો છે તેવા સંજોગોમાં સરહદી કચ્છ જિલ્લામાંથી પણ ૨૦ જેટલા બાંગ્લાદેશીઓ પોલીસના હાથે ઝડપાઇજતાં સનસનાટી મચી ગઇ છે.

પૂર્વ કચ્છના ગાંધીધામમાં આ વિદેશી નાગરીકો છેલ્લા ૧૦ થી ૧૫ વર્ષ પહેલાંથી રહેતા હોવાનું બહાર આવ્યું છે. ગાંધીધામ-કંડલા સંકુલમાં મજુરી કરતા આ નાગરીકો પૈકી કેટલાકનો જન્મ પણ અહીં જ થયો છે !

અત્રે એ યાદ રહે કે હાજીપીર વિસ્તારમાંથી ગત વર્ષ દરમ્યાન મોટી સંખ્યામાં બાંગ્લાદેશી નાગરીકો પકડાયાના કિસ્સા બનતાં કેન્દ્ર સરકાર પણ ચોંકી ઉઠી હતી અને સરહદે ગેરકાયદે ઘૂસણખોરી અટકાવવા માટે કડક પહેરો શરૂ કર્યો હતો.

## પદમપુર પાસે બસ-સ્કૂટર અથડાતાં પાટીદાર પિતા-પુત્રનું મોત.

નખત્રાણા :-

માંડવી તાલુકાના પદમપુર નજીક ધોરીમાર્ગ પર એસ. ટી. બસ અને સ્કૂટર અથડાતાં સર્જાયેલા અકસ્માતમાં વાહન પર સવાર પાટીદાર જ્ઞાતીના પિતા-પુત્રનું મરણ થયું હતું.

પદમપુર ગામેથી વાડીએ જઈ રહેલા ગામના જ લીંબાણી વાલજી દેવશી (ઉ.વ. ૬૨) અને તેમના પુત્ર દેવચંદ વાલજી (ઉ.વ. ૩૦) તેમના સ્કૂટર પર હતા ત્યારે સામેથી આવી રહેલ માંડવી-ડુમરા બસની હડફેટે આવી જતા વાલજીભાઇનું ઘટના સ્થળે જ મોત થયું હતું અને તેમના પુત્રને

ગંભીર હાલતનાં ભુજ લઇ જવામાં આવ્યો હતો જ્યાં તેનું પણ પિતાના પંથે જ મોત થયું હતું.

આ અકસ્માતને કારણે માંડવી તાલુકામાં પાટીદારોમાં ઘેરા શોકની લાગણી ફેલાયેલ છે.

## નખત્રાણામાં કોલેજ શરૂ કરવાની દરખાસ્તને આખરે લીલી ઝંડી.

**નખત્રાણા :-**

પશ્ચિમ કચ્છના આ મુખ્ય મથકે કોલેજ શરૂ કરવાની દરખાસ્તને ગુજરાત યુનિવર્સીટીએ પ્રાથમિક ચકાસણી બાદ મંજૂર કરવા હકારાત્મક અભિગમ અપનાવતાં અનામત માટેની છ લાખ રૂપિયાની રકમ અને જરુરી ખાતાકિય પ્રક્રિયાને આખરી ઓપ અપાઈ રહયો હોવાનું જાણવા મળે છે.

કચ્છના બારડોલી ગણાતા નખત્રાણામાં આર્ટસ (વિનયન) ના અભ્યાસક્રમને બહાલી અપાઇ છે. કોલેજ માટે શૈક્ષણિક સંકુલ ખડું કરવા માટે જમીન મળવાની માંગણી નખત્રાણા ગ્રામ વિકાસ મંડળે કરી દીધી છે પરંતુ હાલ તુરત કન્યા શાળામાં કોલેજ કામચલાઉ રીતે ચાલુ કરી દેવાનું આયોજન થઇ રહયું છે.

નખત્રાણામાં કોલેજ શરૂ કરવાની માંગણી ઘણી જૂની છે અને સરકારે તેનો સ્વીકાર કરતાં સમગ્ર પશ્ચિમ કચ્છમાં ભારે આનંદની લાગણી ફેલાઇ છે. નખત્રાણા ઉપરાંત અબડાસા અને લખપત તાલુકાના વિદ્યાર્થીઓ માટે પણ આ કોલેજ આશિર્વાદરૂપ બનશે.

નખત્રાણા તાલુકામાં પાટીદારોની મોટી વસ્તી આવેલી છે અને જ્ઞાતીના મોટાં શૈક્ષણિક સંકુલો પણ નખત્રાણામાં આવેલાં છે ત્યારે અહીં કોલેજ શરૂ થવાથી જ્ઞાતીમાં ઉચ્ચ શિક્ષણને મોટો વેગ મળશે તેવી આશા સેવાઇ રહી છે.

## નખત્રાણામાં વોલીબોલ ટુર્નામેન્ટ યોજાઇ

**નખત્રાણા :-**

તાજેતરમાં અહીં રમાયેલી પશ્ચિમ કચ્છ શુટીંગ વોલીબોલ સ્પર્ધાની ફાઇનલ મેચમાં નોફાઉલ ટીમે અંગીયા ટીમને શિકસ્ત આપી ચેમ્પિયન શીપ જીતી લીધી હતી. ટાઇગર કલબ નખત્રાણા આયોજીત આ ટુર્નામેન્ટમાં ૨૨ ટીમોએ ભાગ લીધો હતો.

સ્પર્ધાનું ઉદ્દઘાટન ડો. શાન્તીલાલ સેંઘાણીએ કર્યું હતું જયારે ગ્રાઉન્ડ નંબર ૧,૨ અને ૩નું ઉદ્દઘાટન નાયબ કલેકટર શ્રી આઇ. કે. પટેલ, ડો. વી. એસ. રાઠોડ અને નખત્રાણાના સરપંચશ્રી ભગવાનદાસ સુખીએ કર્યું હતું.

બેસ્ટ પ્લેયર જાહેર થયેલ નોફાઉલ ટીમના ખેલાડી શ્રી ચૂનીલાલ રામાણીને કલબના પ્રમુખ શ્રી દેવરામ પટેલના હસ્તે ટ્રોફી અર્પણ કરવામાં આવી હતી.

## કચ્છમાં સાડા છ કરોડની ચાંદી ઝડપાઇ

**ભુજ :-**

ભચાઉ-સામખીયાળી ધોરી માર્ગ પરના રામદેવપીર ચેકપોસ્ટ પર પોલીસે

પૂર્વ બાતમીના આધારે બે ટ્રકને આંતરીને તલાશી લેતાં તેમાંથી અંદાજે સાડા છ કરોડની કિંમતનો સાડા નવ ટન ચાંદીનો જથ્થો ઝડપાઇ જતાં અંધારી આલમમાં સોપો પડી ગયો છે.

આ બનાવમાં કસ્ટમે કચ્છનો કુખ્યાત દાણચોર મનાતો જાકબ બાવાની ધરપકડ કરી છે. અન્ય પકડાયેલા છ જણમાં એક સરદારજીનો પણ સમાવેશ થાય છે જયારે એક જણ નાસી છૂટવામાં સફળ રહયો હતો.

દાણચોરીનો આ જથ્થો અબડાસા અથવા તો લખપત તાલુકાના દરીયાકાંઠે ઉતારવામાં આવ્યો હતો અને પછી ટ્રક દ્વારા દેશલપર (વાંઢાય) ગામ પાસેની વાડીમાં લઇ આવવામાં આવ્યો હતો જયાં ગાંધીધામ તરફથી મીઠાના થેલા ભરી આવેલ ટ્રકોમાં ફેરવવામાં આવ્યો હોવાનું પોલીસ અને કસ્ટમની તપાસમાં બહાર આવ્યું છે. જાણકાર વર્તુળોના માનવા મુજબ છેલ્લા સવા બે વર્ષ દરમ્યાનમાં જ કચ્છ–સૌરાષ્ટ્રના દરિયાકાંઠેથી ૩૫૦ કરોડથી એ વધુ કિંમતની ચાંદીની હેરાફેરી કરવામાં આવી છે.

## કચ્છમાં કલ્યાણસિંહ પધાર્યા

**ભુજ :-**

ઉતર પ્રદેશના ભૂતપુર્વ મુખ્યમંત્રી અને ભાજપના અગ્રીમ પંકિતના નેતા કલ્યાણસિંહે લોકસભાની સાથો સાથ દેશની તમામ રાજય વિધાનસભાઓનું વિસર્જન કરી નવેસરથી જનાદેશ મેળવવા માટે લોકોની અદાલતમાં આવવા કેન્દ્રની નરસિંહ-રાવ સરકારને પડકાર ફેંકયો હતો.

કચ્છની તેમની મુલાકાત દરમ્યાન ભુજ ખાતે મીડલસ્કૂલના પ્રાંગણમાં એક જંગી જાહેર સભાને સંબોધતા તેમણે અયોધ્યાના બનાવની વિગતો અને ભાજપના ભાવિ કાર્યક્રમ અંગે જાણકારી આપી હતી. ભાજપના આ નેતા નિર્ધારીત સમય કરતાં ત્રણ કલાક મોડા આવ્યા હોવા છતાં ભોજપુરી હિન્દી જબાનમાં માત્ર દસ મિનિટના ટૂંકા પણ તીખાં ભાષણથી લોકોને ખુશખુશાલ કરી મુકયા હતા.

છઠી ડિસેમ્બરથી સમગ્ર હિન્દુ સમાજમાં હિરો બની ગયેલા આ 'રામભકત' ને નિહાળવા માટે કચ્છના ગામડે-ગામમાંથી લોકો ઉમટયાં હતા.



### લેખકોને

- પાટીદાર સૌરભ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતીમાં બનતા બનાવો અને જ્ઞાતીની આર્થિક-સામાજીક-રાજકીય પ્રગતિનું નિરૂપણ કરતા લખાણો પ્રગટ કરે છે.
- પાટીદાર જ્ઞાતીમાં બનતા નાના–મોટા બનાવોના અહેવાલો ઉપરાંત વિવિધ ક્ષેત્રે સમાજે સાધેલી સિદ્ધીની માહિતી પણ આપવામાં આવે છે.
- જ્ઞાતી સમુદાયના ઘડતરમાં ઉપયોગી થઇ શકે તેવા વિચારશીલ લેખો આવકારદાયક છે.
- ભારતભરમાં પથરાયેલ જ્ઞાતીના યુવક મંડળો અને સ્થાનિક સમાજો તેમની પ્રવૃત્તિઓ અંગેના અહેવાલ મોકલાવશે તો યોગ્ય કરવામાં આવશે.

## પુના–બેંગ્લોર હાઇવે પર મોતનો માંડવો !

# મામેરું લઈ કોલ્હાપુર જતા લીંબાણી પરિવારના ચાર જણાને રસ્તામાં જ કાળ ભરખી ગયો

(વિનોદ પટેલ દ્વારા)

કોલ્હાપુર :-

દીકરીને ઘેર લગ્ન પ્રસંગે મામેરું આપવા હાતકણંગલે (કોલ્હાપુર) આવી રહેલ દયાપરના લીંબાણી પરિવારના એક કુટુંબને પુના-બેંગ્લોર હાઇવે પર નડેલા એક ગમખ્વાર અકસ્માતમાં ઘટનાસ્થળે જ કુટુંબના ચાર જણના કમકમાટીભર્યાં મૃત્યુ થતાં સમગ્ર પાટીદાર સમાજમાં ઘેરા શોકની લાગણી ફેલાઈ ગઇ છે

મામેરાવાળાને લઇ જતી મેટાડોર સામેથી આવતી એક ટ્રક સાથે ભટકાઇ જતાં સર્જાયેલ આ ગંભીર અકસ્માતમાં મેટાડોરમાં મુસાફરી કરી રહેલા દયાપરના નાનજી નારાણ લીંબાણી, ઉ.વ. ૫૫, મોહનલાલ રામજી લીંબાણી ઉ.વ. ૨૫ અને કલાવતીબેન રામજી લીંબાણી, ઉં. વ. ૧૯નું ઘટનાસ્થળે જ મૃત્યુ થયું હતું જયારે ગંભીર હાલતમાં મંજૂલાબેન નાનજી લીંબાણીને દવાખાને ખસેડવામાં આવ્યા હતા પરંતુ તેઓ બચી શકયાં નહોતાં.

આ બનાવ અંગે જાણવા મળેલ વિગતો મુજબ હાતકણંગલે (કોલ્હાપુર) ખાતે રહેતી પોતાની દીકરી લક્ષ્મીબેન દયારામ પારસીયા (રાધાકૃષ્ણ સો મીલ વાળા)ને ઘેર પુત્રના લગ્ન પ્રસંગે મામેરું આપવા માટે દયાપર રહેતા તેમના મામા નાનજીભાઇ લીંબાણી અને તેમના કુટુંબીજનો ભાડાની જીપ દ્વારા કચ્છથી નીકળ્યા હતા અને બનાસકાંઠાના થરાદ ખાતે એક સામાજીક પ્રસંગ પતાવી ત્યાંથી જીપ દ્વારા જ કોલ્હાપુર પહોંચવાની ગણતરી હતી.

પરંતુ આ જીપ રસ્તામાં વારંવાર 'ખોટકાતી' હોવાને કારણે આ કુટુંબે થરાદથી એક મેટાડોર ભાડે કરી હતી અને જીપને દયાપર પાછી મોકલી હતી ત્યારે ભાગ્યેજ કોઇને ખબર હતી કે આ મેટાડોર તેમની જીંદગીની રફતારને હમેંશને માટે ખોટકાવી નાખવાનો હતો !

૧૧મી ફેબ્રુઆરીની રાત્રે આ મામેરાંવાળા પુના રાત્રી મુકામ કરી વહેલી સવારના પાંચ વાગે ત્યાંથી નીકળ્યાં હતા અને થોડે દુર આગળ ગયા પછી એક હાઇવે હોટલ પર ચા પાણી પણ કર્યાં હતા મુસાફરીનો થાક અને પરોઢનાં ઠંડા વાતાવરણને કારણે મોટાભાગના મુસાફરો મીઠી નિંદ્રામાં જ હતા પરંતુ રસ્તામાં આવતાં ભોંયરા જોવાની તાલાવેલી હોઈ, નાનજીભાઇ એ બધાને જગાડતા પણ રાખ્યા હતા.

પુનાથી ૩૦ કિ.મી. દુર વરવે ગામ પાસે આ મેટાડોર પહોંચી ત્યારે વળાંકમાં મેટાડોરનો ડ્રાઈવર કંઇ પણ સમજે તે પહેલાં જ સામેથી આવી રહેલ એક ટ્રકે જોરદાર ટકકર મારતાં મેટાડોરનું જમણું પડખું ચીરાઇ ગયું હતું અને જમણી તરફની સીટમાં બેઠેલાઓનો ભોગ લેવાયો .હતો. ટ્રકની ટકકર બાદ મેટાડોરનો ડ્રાઇવર બહાર ફેંકાઇ ગયો હતો અને ગાડીમાં જ બેઠેલ કાન્તીલાલ નારાણે સમય સૂચકતા વાપરી સ્ટેયરીંગ પર કાબુ મેળવ્યો ન હોત તો કદાચ જાનહાની હજુ પણ વધારે હોત !

મેટાડોરમાં બચી ગયેલા પૈકી સુરેશકુમાર વિઠલભાઈએ તુરત જ હિંમત હાર્યા વિના થોડે દુર આવેલ એક હોટલ પર આવેલ એસ. ટી. ડી. ફોન પરથી કોલ્હાપુર આ અકસ્માતની જાણ કરતાં સવારના સૂર્યોદય થાય તે પહેલાં જ કોલ્હાપુરમાં તેની જાણ થઇ ગઇ હતી.

અકસ્માતમાં ઘવાયેલા તમામને પોલીસે પ્રથમ પુનાની સસુન હોસ્પિટલમાં દાખલ કર્યા હતા તે પૈકી શાંતાબેન નાનજી અને મણીબેન કાન્તીલાલને પ્રાથમિક સારવાર બાદ કોલ્હાપુરની વાગડીયા હોસ્પિટલમાં દાખલ કરેલ છે. દુર્ઘટનાના સમાચાર મળતાં જ કોલ્હાપુર, સતારા અને પુના પાટીદાર સમાજના ભાઇએ તુરંત મદદ માટે દોડી ગયા હતા.

આ ચારે મૃતદેહોને, કોડોલી (વારણાનગર) ખાતે લઈ જવાયા હતા અને નાનજીભાઇના પુત્ર પ્રેમજીના હસ્તે અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યા હતા. આ હદયદ્રાવક પ્રસંગના સાક્ષી બનવા માટે કોલ્હાપુર સમાજના ભાઇઓ મોડી રાત્રે પણ મોટી સંખ્યામાં ઉમટયા હતા. ચારે જણાની સ્મશાનયાત્રા નીકળી ત્યારે ભલભલા કઠણ કાળજાવાળાના હદય પણ રડી ઉઠયાં હતાં.

દીકરીના ઘરે લગ્નપ્રસંગે ગીતોના બદલે આ રીતે મામેરાંવાળાની ચાર-ચાર લાશો આવતાં ભારે શોક અને ગમગીનીનું વાતાવરણ ઉભું થયું હતું. મુંબઇની બદલીથી બચવા મામેરાવાળા ટ્રેનમાં જવાને બદલે કચ્છમાંથી જ વાહન લઈ નીકળ્યા હતા દીકરીના ઘરે પહેલો જ લગ્નપ્રસંગ હોઇ, તેઓ ખુબ ઉમંગથી મામેરું આપવા જઈ રહયા હતા.

દરમ્યાન, આ ગોઝારા અકસ્માતની જાણ દયાપરમાં થતાં સમગ્ર ગામમાં ઘેરા શોકની છાયા ફરી વળી હતી. મૃતકોના માનમાં ગામની બજારો પણ બપોર પછી બંધ રહી હતી. ગયા વરસે ગામના અગ્રણી કાર્યકર હિરાલાલ પટેલના અકસ્માતમાં થયેલ નિધન બાદ દયાપર માટે આ બીજો આઘાતજનક બનાવ હતો.



## 'મા' શબ્દનો ચમત્કાર

રમતો-રમતો નાનકડો બાળક ઓરમાન માતાના ઘરે જઇ પહોંચ્યો.

મનમાં ભયંકર શત્રુતા રાખતી સાવકી માતાએ વિચાર્યું: આજે સારો મોકો મળી ગયો છે. આને હમણાં જ ખતમ કરી નાખું',

હાથમાં છરી લઇ તે બાળક તરફ ધસી.

સરળ બાળકે નિર્દોષ ભાવે કહ્યું: "મા ! મા ! તું અમાલા ઘલે કેમ નથી આવતી ?"

નિર્દોષ બાળકના મુખે કાલીઘેલી ભાષામાં 'મા' શબ્દનો પોકાર સાંભળત જ પેલીના હાથમાંથી છરી પડી ગઈ અને તે બાળકને વહાલથી વળગી પડી. તેના હૃદયમાંથી કાયમ માટે શત્રુતા ખતમ થઇ ગઇ.

'મા' શબ્દમાં કેવો ચમત્કાર છે ! બાળકની સરળતા અને મા શબ્દનું સંબોધન બંને સાથે મળે તો હૃદયમાં રહીને ઘટ્ટ થયેલી શત્રુતા કયાં સુધી ટકે ?

પાટીદાર સૌરભ માર્ચ - ૯૩ - ૨૭

## સમાજની નેતાગીરી કસોટીની એરણ પર

# અધિવેશનના પ્રશ્ને હવે વિરોધીઓ ખુલ્લેઆમ બહાર આવતાં ભારે ઉત્તેજના

(અમારા પ્રતિનિધિ દ્વારા)

નખત્રાણા :-

એપ્રિલમાં યોજાનારા સમાજના મહા-અધિવેશન આડે હવે માંડ એકાદ મહિનો બાકી રહયો છે. અને આ અધિવેશન અંગે સમાજના લોકોમાં ભારે ઉત્સાહ પ્રવર્તી રહયો છે ત્યારે બીજી તરફ આ અધિવેશનનો વિરોધ કરનારાઓ હવે ખુલ્લેઆમ બહાર આવતાં સમાજમાં ભારે ઉત્તેજના ફેલાયેલ છે.

આ અધિવેશન પ્રસંગે પાટીદાર વિદ્યાર્થી ભવનના સંકુલમાં જ્ઞાતિના આદ્ય સુધારક શ્રી નારાણ રામજી લીંબાણીની પ્રતિમાનું અનાવરણ કરવાના કાર્યક્રમ સામે સતપંથ સેવા સમિતીના મંત્રીશ્રી અરજણ સામજી પટેલે સમાજને પત્ર લખી વિરોધ દર્શાવ્યા બાદ હવે કેટલાક આગેવાનોએ અખબારમાં જાહેરખબર આપી આ અધિવેશન સમાજના આગેવાનો પોતાના રાજકીય ઇરાદા પાર પાડવા યોજી રહયા હોવાનો આક્ષેપ કરતાં ભારે ખળભળાટ મચી ગયો છે.

કચ્છ કડવા પાટીદાર સમાજના આગેવાનોના નામે અરજણ સામજી પટેલ (આણંદસર), શામજી કાનજી પટેલ (વડાગામ), પચાણ કરસન પટેલ (મમાયમોરા), રતિભાઇ કે. પટેલ (ખેડબ્રહ્મા), કાન્તીલાલ સવજણ (મુંબઇ) સહીત ૧૯ જણાની સહીથી પ્રસિદ્ધ કરવામાં આવેલ આ જાહેર વિજ્ઞપ્તિમાં જણાવાયું છે કે સૂચિત ચતુર્થ અધિવેશન સમાજના વિભાગોને એકત્ર કરવા માટેના હેતુથી મળતુ હોય તેવો આભાસ સમાજને થતો નથી તેવા સંજોગોમાં સમાજની લાગણીના ભોગે આવું સંમેલન બોલાવવુ હિતાવહ નથી તેથી આ સંમેલન હાલના પ્રવર્તમાન સંજોગોની નજરે નહીં બોલાવવા આથી અનુરોધ કરવામાં આવે છે.

૧૫મી ફેબ્રુઆરીના પ્રસિદ્ધ થયેલ આ જાહેરખબર અંગે અખિલ ભારતીય કડવા પાટીદાર સમાજે હજુ સુધી કોઇ પ્રતિક્રિયા આપી નથી. પરંતુ તા. ૨૧-૨-૯૩ના નખત્રાણામાં મળેલ સમાજની કારોબારીની મિટિંગમાં આ અંગે ચર્ચા થઇ હોવાનું અને ત્રીજી માર્ચના આ માટે એક ખાસ બેઠક બોલાવી હોવાનું પણ જાણવા મળે છે.

ભારતની હાલની અશાંત પરિસ્થિતિનું બહાનું આગળ ધરી અધિવેશનને મોકુફ રાખવા માંગતા કેટલાક તત્વોની હિલચાલ અંગે કેટલાક વર્તુળોએ જણાવ્યું હતુ કે કચ્છમાં સંપૂર્ણ શાંતિ પ્રવર્તી રહી છે ત્યારે અધિવેશનને મુલત્વી રાખવાનું કોઇ કારણ નથી અને અધિવેશનના જાહેર કરવામાં આવેલ તમામ કાર્યક્રમો નિયત સમયેજ યોજાવા જોઇએ.

દરમ્યાન, જીયાપર ગામના સનાતન અને સતપંથ સમાજે ગામના પાટીદાર યુવક મંડળના નેજા હેઠળ એક બેઠકનું આયોજન કરી સમાજના અધિવેશનને સફળ ન બનાવવા માંગતા પરિબળોને પડકાર આપવા માટે એક સમિતી રચી એક ક્રાંતિકારી પગલું ભર્યું છે.

પાટીદાર યુવક મંડળના મંત્રીશ્રી નવીન પટેલે જણાવ્યું હતુ કે ૨૧ ફેબ્રુના મળેલ સમાજની બેઠકમાં ગામલોકો તરફથી આ અંગે સમાજને એક આવેદનપત્ર પણ સુપ્રત કરવામાં આવ્યું છે અને અધિવેશનને સફળ બનાવવા માટે ટેકો જાહેર કરવામાં આવ્યો છે. તેમના જણાવ્યા મુજબ જીયાપરનો સતપંથ અને સનાતન સમાજ વાર પ્રસંગે ખભે-ખભા મિલાવીને દરેક કાર્યને સફળ બનાવે છે જે આજુબાજુના ગામો માટે પણ ઉદાહરણ રૂપ છે.

## રવાપરમાં અખાત્રીજના ૧૩મો સમૂહ લગ્નોત્સવ યોજાશે

નખત્રાણા :-

શ્રી કચ્છ કડવા પાટીદાર સત્સંગ સમાજ આયોજીત તેરમો સમૂહલગ્ન સમારંભ દર વર્ષની જેમ આ વર્ષે પણ અખાત્રીજને તા. ૨૫/૪/૯૩ના રવાપર મુકામે યોજાશે. તો આ સમૂહલગ્નોત્સવમાં જોડાવા ઇચ્છતા સમાજના ભાઇ-બહેનોને નીચેના સરનામે નામ નોંધાવી જવા દેવજી-ભાઈ આર. પટેલની એક યાદીમાં જણાવવામાં આવ્યું છે.

* દેવજીભાઇ આર. પટેલ
  નિલકંઠ જનરલ સ્ટોર,
  રવાપર (તા. નખત્રાણા)
* નારાણભાઇ વી. પટેલ,
  નિલકંઠ નિવાસ,
  શ્રેયસ સિનેમા સામે,
  નડીયાદ (જી. ખેડા)

## નહેરૂ યુવા કેન્દ્ર દ્વારા ભડલીમાં યુવા તાલીમ શિબીર યોજાઇ

નખત્રાણા :-

નહેરૂ યુવક કેન્દ્ર, ભુજ દ્વારા તાલુકાના ભડલી ગામે ત્રણ દિવસની યુવા તાલીમ શિબીરનું આયોજન કરવામાં આવ્યું હતું જેમાં ગામના ૩૨ જેટલા યુવક-યુવતીઓએ ભાગ લીધો હતો.

આ શિબીરનું ઉદઘાટન શ્રી નાનજી રાજા પટેલે કર્યું હતું. શિબીર દરમ્યાન વિવિધ કાર્યક્રમો કરવામાં આવ્યા હતા. વકતૃત્વ સ્પર્ધા, રંગોળી સ્પર્ધા, ગૃપ ચર્ચા યોજવામાં આવી હતી વકતૃત્વમાં દેવરામ પટેલ પ્રથમ સ્થાને આવ્યા હતા વિજેતાઓને સરપંચશ્રી કરસન માવજી પટેલના હસ્તે ઇનામો આપવામાં આવ્યા હતા.

રાત્રીના સમયે સાંસ્કૃતિક કાર્યક્રમમાં રાસગરબા, પપેટશો, હાસ્યનાટિકા, એકપાત્રીય અભિનય રજૂ કરવામાં આવ્યા હતા. નહેરૂ યુવા કેન્દ્રના એન. એસ. શ્રી કિશોર પટેલ અને હર્ષિત વૈશ્નવે કાર્યક્રમનું સંચાલન કર્યું હતું.

## ગૌહત્યા રોકવામાં યુવાનો નૈતિક હિંમત દાખવે

ભુજ :-

બ્રહમચારી આચાર્ય આર્ય નરેશ-જીનું "દેશ, ધર્મ અને સંસ્કૃતિ" ના વિષય પરનું પ્રવચન આર્યસમાજ અને રામસેવક સમિતિના ઉપક્રમે આર્યસમાજ મંદિર ભુજ ખાતે યોજવામાં આવ્યું હતું.

આ ધર્મસભામાં આર્ય નરેશજીએ પોતાની લાક્ષણીક, પ્રખર ક્રાંતિકારી અમૃતવાણીથી ઉપસ્થિત શ્રોતાઓને સંબોધતાં જણાવ્યું હતું કે ગૌ હત્યારાઓ, ભારત દેશના દુશ્મનો, મંદિર-ગુરૂદ્વારાઓ તોડનારાઓ, અયોધ્યા તથા અન્ય સ્થાનોની

પવિત્ર ભૂમિને મુકત કરાવનારાઓ પ્રત્યે કિન્નાખોરી ચલાવતા માણસો શું આ રાષ્ટ્રના દ્રોહી નથી ?

તેમણે જણાવ્યું હતું કે ભારતમાં વિદેશી કંપનીઓ ટુથપેસ્ટ તથા નાહવાના સાબુઓમાં ગાયની ચરબીનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરે છે. આવી કંપનીઓને આ દેશમાંથી હાંકી કાઢવા રાષ્ટ્રના પ્રત્યેક યુવાનોએ પોતાની ફરજ અદા કરી, ગૌહત્યા રોકવામાં નૈતિક હિંમત દાખવી સમગ્ર જીવન ધન્ય અને પાવન બનાવવું જોઇએ.

આ ધર્મસભાનું આયોજન રામસેવક સમિતિના અગ્રણી શ્રી શશીકાન્ત એન. પટેલે કર્યું હતું. કાર્યક્રમમાં આર્ય નરેશનું આર્ય સમાજના ઉપપ્રમુખ લાલજીબાપા, ધારાસભ્યશ્રી પુષ્પદાન ગઢવી અને હરજીવન વેલજી પોપટે હારતોરાથી સ્વાગત કર્યું હતું. કાર્યક્રમનું સંચાલન ગોવિંદ પાટીદારે કર્યું હતું.

## ઋણ સ્વીકાર

અમારા ભાઇ શ્રી નાનજીભાઇ નારાણ લીંબાણી તથા મોહનલાલ રામજી, મંજૂલાબેન નાનજી અને કલાવતીબેન રામજીનું કોલ્હાપુર જતાં માર્ગ અકસ્માતમાં અકાળે કરૂણ અવસાન થતાં, અમારા પર આવી પડેલ અસહય દુઃખ અને આફતમાં સહભાગી થનાર તેમજ દિલસોજી દર્શાવી હુંફ આપનાર પરિવારજનો, જ્ઞાતિબંધુઓ, સ્નેહીમિત્રો તેમજ ખાસ તો અકસ્માત બાદ ભોગ બનેલાઓના દેખરેખની સંપૂર્ણ જવાબદારી ઉપાડી લેનાર કોલ્હાપુર, પુના અને નડિયાદના પાટીદાર સમાજનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

— રામજી નારાણ લીંબાણી
હરીલાલ નારાણ લીંબાણી
માવજી નારાણ લીંબાણી
કાન્તીલાલ નારાણ લીંબાણી
રવજી એન. પટેલ
તથા લીંબાણી પરિવાર

લેખો/સમાચારો માટે અપના પત્રો દરમહિનાની ૧૫ તારીખ સુધીમાં નીચેના સરનામે મોકલી આપો.



તંત્રીશ્રી,
"પાટીદાર સૌરભ"
C/o. ઓધવરામ ભવન,
નખત્રાણા (કચ્છ) ૩૭૦ ૬૧૫

# અવસાન નોંધ

**દેવીસર :-**

પટેલ રામજી મેઘજી લીંબાણી, ઉ.વ. ૭૦ તે શીવજી, ભીમજી, ગોવિંદ, જીવરાજના પિતાશ્રી તા. ૨૮/૧ના રામશરણ પામ્યા છે.

**વિરાણીમોટી :-**

શ્રીમતી રામબાઈ કાનજી અરજણ ભાણજીયાણી (દિવાણી) ઉ.વ.-૯૨ તે વેલજી તથા મુળજીના મોટા માતુશ્રી તા. ૨૭/૧ના દેવલોક પામ્યા છે.

**ગઢશીશા :-**

જીવરાજ નથુ સેંગાણી, ઉ.વ.-૭૮ તે ખીમજીભાઇ, ડાહયાલાલ, લખમશી અને શાન્તીલાલના પિતાજીનું તા. ૨૯/૧ના અવસાન થયું છે.

**ખોંભડીમોટી :-**

કેશરબાઇ હીરજી સેંઘાણી તે સ્વ. હીરજીભાઇ જેઠા સેંઘાણીના વિધવા, ઉ.વ.-૯૩ તા. ૨૫/૧ના દેવલોક પમ્યા છે.

**લક્ષ્મીપર (નેત્રા) :-**

કરશન ધનજી, ઉ.વ.-૯૫ તે પ્રેમજીભાઇ શીવજીભાઇ અને લાલજીભાઇના પિતાશ્રી તા.૩૦-૧ના રામશરણ પામ્યા છે.

**કોટડા (જ) :-**

વાલજી ખેતા બાથાણી, તે મંગલદાસ, દામજી, બાબુ અને વેલજીભાઇના પિતાજી રાયપુર મધ્યે અવસાન પામ્યા છે.

**વિથોણ :-**

લાલજી દાના ખેતાણી, ઉ.વ.-૫૫ તે દેવરામા હરીલાલ તથા જયંતિલાલના પિતાશ્રી તા. ૩૧-૧ના રામશરણ પામ્યા છે.

**પલીવાડ :-**

માવજી મુળજી રામાણી, ઉ.વ.-૪૮ તે શાન્તીલાલ, હરીલાલ તથા મનોજના પિતાજી તા. ૪-૨ના રાયપુર મધ્યે રામશરણ પામ્યા છે.

**પદમપુર (માંડવી) :-**

લીંબાણી વાલજી દેવશી, ઉ.વ.-૬૨ તે સ્વ. દેવચંદ, શીવજી, ખીમજી, રમેશ અને શિવદાસના પિતા તા. ૭-૨ના રામશરણ પામ્યા છે.

**પદમપુર (માંડવી) :-**

દેવચંદ વાલજી લીંબાણી, ઉ.વ.-૩૦ તે સ્વ. વાલજી દેવસી લીંબાણીના પુત્ર તા. ૭-૨ના રામશરણ પામ્યા છે.

**જીયાપર :-**

કાનજી વાલજી પોકાર, ઉ.વ.-૬૫ તે મગન, ભરત અને જગદીશના પિતાજી તા. ૧૦-૨ના મુલુન્ડ મધ્યે રામશરણ થયા છે.

**ઐયર :-**

કાનજી રામજી પટેલ, ઉ.વ.-૬૭ તે પ્રેમજીભાઇ, પરસોતમભાઇ તથા ગોવિંદભાઇના પિતાશ્રી તા. ૧૧-૨ના રામશરણ પામ્યા છે.

**ધાવડામોટા :-**

પારસીયા મેઘજી કાનજી, ઉ.વ.-૭૫ તે ગોવિંદભાઇ તેમજ ભીમજીભાઇના પિતાશ્રી તા. ૧૩-૨ના રામશરણ પામ્યા છે.

**પદમપુર :-**

પ્રેમજી કાનજી ધોળુ, ઉ.વ.-૬૨ તે ચંદુલાલના પિતાશ્રી તા. ૧૩-૨ના રામશરણ પામ્યા છે.

**રામપર (રોહા) :-**

હીરજી ભાણજી ગોગારી, ઉ.વ.-૯૫ તે માવજી વિશ્રામના દાદા તા. ૧૫-૨ના રામશરણ પામ્યા છે.

**વિરાણીનાની (માંડવી) :-**

કેસરબેન, ઉ.વ.-૯૦ તે સ્વ. રામજી સામજી ભગતના ધર્મપત્ની તા. ૧૩-૨ના રામશરણ પામ્યા છે.

**બડા જામદા (બિહાર) :-**

નથુ પચાણ વાલાણી, ઉ.વ.-૮૦ તે ખીમજીભાઇ અને વેલજીભાઇના પિતાનું તા. ૧૫-૨ના અવસાન થયું છે.

### કરિશ્મા કુદરતકા !

# નખત્રાણા પંથકમાં કાશ્મીર જેવી બરફવર્ષા !

નખત્રાણા :-

કુદરતના અદભૂત કરિશ્મા સમા એક અભૂતપુર્વ બનાવમાં રેગિસ્તાનને અડીને આવેલા કચ્છના નખત્રાણા પંથકમાં વાવાઝોડા સાથે ત્રાટકેલી બરફવર્ષાએ લોકોને ઘડીભર સ્તબ્ધ અને ભયભીત કરી મુકયા હતા તો બીજી તરફ આ બરફવર્ષાને કારણે મોટા ભાગનો શિયાળુ પાક નિષ્ફળ જતાં ખેડુવર્ગ મુશ્કેલીમાં મુકાઇ ગયો છે.

૨૫ ફેબ્રુઆરીની સાંજે થયેલ આ બરફવર્ષાએ નખત્રાણા પંથકમાં તો જાણે કુદરતે સફેદ ચાદર પાથરી દીધી હોય તેવું દ્રશ્ય સર્જાયું હતું. જોરદાર કડાકા-ભડાકા સાથે આવેલ આ બરફ વર્ષાએ નખત્રાણાને કાશ્મીર જેવુ બનાવી દીધુ હતું. ઘરોના છાપરાઓ, આંગણામાં, જાહેરમાર્ગો પર સર્વત્ર બરફના થર જામી ગયા હતા. ૧૫ મિનિટ સુધી આ બરફ વર્ષા ચાલી હતી.

બરફનું તોફાન એટલું તીવ્ર હતું કે લોકો ઘડીભર તો હેબતાઇ ગયા હતા. સોપારી જેટલા ગાંગડાથી માંડીને અડધો-અડધો કિલો વજનના મોટા બરફના ચોસલાં આકાશમાંથી પડતા ઘણા લોકોને માથામાં અને હાથ-પગે શારિરીક ઇજાઓ પણ થઇ હતી. મકાનોના નળીયાં અને ગાડીઓના કાચ તુટી જવાના બનાવો નોંધાયા હતા. નખત્રાણાના લોકોએ જમેલા અને બાલટી દ્વારા આંગણામાં ભરાયેલ બરફને હટાવ્યો હતો.

જતાવીરા વિસ્તારમાં બરફવર્ષાનું જોર સૌથી વધારે હતું ગામની પાસે આવેલા છેલ્લામાં રીતસર બરફ જામી ગયો હતો. બહાર ખુલ્લામાં બાંધેલા ઢોરોને ઇજા થઇ હતી. ધીણોધરના મેળા માટે બાંધેલો મંડપ વાવાઝોડામાં ઉડી ગયો હતો અને કેબીનો તણાઇ ગઇ હતી. ઇસબગુલ અને સૂર્યમુખીનો પાક સંપૂર્ણ નિષ્ફળ જતાં ખેડુતોને લાખોનુ નુકશાન ગયું છે. નેત્રા અને મથલ સુધી આ બરફ વર્ષા થઇ હતી.

કચ્છમાં અગાઉ વરસાદ સાથે કરા પડયાના ઘણા કિસ્સા છે. પણ કાશ્મીરની જેમ રીતસર બરફ વર્ષા થયાનો બનાવ પહેલી જ વખત બન્યો છે.

## સૌરાષ્ટ્ર-કચ્છ વોલીબોલ સ્પર્ધા

જોરાવરનગર :-

પાટીદાર યુવા પ્રગતિ મંડળ, જોરાવરનગર દ્વારા આગામી ૨૮ માર્ચના રોજ જોરાવરનગર મુકામે સૌરાષ્ટ્ર કચ્છ, કચ્છ કડવા પાટીદાર વોલીબોલ શુટીંગ સ્પર્ધાનું આયોજન કરવામાં આવેલ છે.

આ ટુર્નામેન્ટમાં ભાગ લેવા ઇચ્છતા સમાજ કે યુવક મંડળે રૂા. ૧૦૦ની પ્રવેશ ફી અને ખેલાડીઓના નામ સાથે તા. ૧૭-૩-૯૩ સુધીમાં નીચેના સરનામે મોકલી આપવા મંડળના મંત્રીશ્રી પરસોતમ પટેલની યાદીમાં જણાવવામાં આવ્યું છે.

પાટીદાર યુવા પ્રગતિ મંડળ,
C/o પટેલ સો મીલ,
જોરાવરનગર (સુરેન્દ્રનગર) ફોન ૨૩૬૪૧



આઘાત.... પ્રત્યાઘાત

# નારાયણજી લીંબાણીનો વિરોધ એટલે ભગવાનનો વિરોધ !

તંત્રીશ્રી,

ફેબ્રુઆરી-૯૩ના અંકમાં જ્ઞાતિના આદ્યસુધારક શ્રી નારાણ રામજી લીંબાણીની પ્રતિમા મુકવા સામે સતપંથ સમાજના વિરોધ અંગે પ્રસિદ્ધ થયેલ અહેવાલ વાંચીને આશ્ચર્યચકિત થઇ ગયા છીએ. નારાણ રામજી લીંબાણીની પ્રતિમાનો વિરોધ કરનાર વ્યકિત ખરેખર તો ભગવાનની પ્રતિમા બેસાડવા સામે વિરોધ કરે છે !

દા. ત. નખત્રાણામાં આવેલ જાહેર બસ સ્ટેશનમાં મહાત્મા ગાંધીજીની પ્રતિમા બેસાડવામાં આવે તો શું ગામવાસીએ આ પ્રતિમા સામે વિરોધ કરશે ? ના, કોઇ વિરોધ નહિ કરે. કોઇ પણ માણસ એમ પણ નહિ કહે કે ગાંધીજી તો અમારા ગામમાં આવ્યા પણ નથી ને તેઓ કેવા હતા તે પણ અમે તો જોયા નથી. ગાંધીજીએ અમારા ગામ માટે શું કર્યુ છે તેવું પણ કોઇ નહિ પુછે !

આ પ્રકારના વાકયો કોઇ પણ વ્યકિત નહિં બોલે, કારણકે તે વ્યકિત જાણે છે કે ગાંધીજીએ દેશને માટે શું નથી કર્યું ?

સ્વ. શ્રી નારાણજી લીંબાણીએ આપણા સમાજમાં જાગૃતિ લાવી છે. સમાજ માટે અનેક કાર્ય નારાયણજી બાપાએ કર્યા છે.

તેમની પ્રતિમાનું અપમાન થાય તે સમાજનું અપમાન સમાન છે. નારાણ રામજી લીંબાણીની પ્રતિમા કડવા પાટીદાર સમાજની કોઇ પણ જાહેર સંકુલમાં બેસાડવી તે સમાજનું ગૌરવ છે.

ખરેખર તો ગાંધીજીને જે રીતે દેશે રાષ્ટ્રપિતા તરીકેનું બિરુદ આપ્યું તે રીતે આપણી સમાજે નારાયણજી બાપાની સમાજસેવાને ધ્યાનમાં લઇ સમાજ પિતાનું બિરૂદ આપવું જોઇએ. નારાણ રામજીની પ્રતિમા નખત્રાણા વિદ્યાર્થી ભવનના સંકુમાં બેસાડવી જ જોઇએ.

બેંગ્લોર (કર્ણાટક)

છગનલાલ કાનજી મુખી (વિરાણીમોટી)
રતિલાલ કરશન ભાદાણી (નખત્રાણા)
ચંદુલાલ પ્રેમજી ભગત (નખત્રાણા)
ભરત પટેલ (રતડિયા)
રમેશકુમાર પરબત પટેલ (ઐયર)
એમ. પી. પટેલ (ઐયર)
પ્રેમજી વેલજી (રતડીયા)
શાન્તીલાલ એસ. પટેલ (રતડીયા)
વાલજી શીવજી પટેલ (રતડિયા)

## વિરોધીઓ સામે સમાજ નમતું ન જોખે

તંત્રીશ્રી,

પાટીદાર સૌરભનો ફેબ્રુ. ૯૩નો અંક વાંચી દુઃખ અનુભવ્યું, નારાયણજી બાપાની પ્રતિમા બાબતેનો વિવાદ જાણી આઘાત લાગ્યો, જે મને એકલાને જ નહિ પણ સમાજના મોટાભાગના વર્ગને પણ આઘાત લાગ્યો હશે,

પાટીદાર વિદ્યાર્થી ભવન નખત્રાણાના પટાંગણમાં નારાયણ રામજી લીંબાણીની પ્રતિમા બેસાડવાનો સમાજનો નિર્ણય યોગ્ય જ છે અને તેને ચોમેર સારો પ્રતિ-

સાદ મળ્યો છે એવું મને લાગે છે. આ વિસ્તારના સમાજના લોકો પણ પ્રતિમા બેસાડવી જ જોઇએ તે મતના છે.

મારા માનવા મુજબ નારાયણ બાપાનો વિરોધ કરતા ટુંકી વિચારસરણીવાળા સામે આપણી સમાજ નમતું નહીં જોખતાં જનરલ મિટિંગમાં અગાઉ લેવાયેલ નિર્ણયને માન્ય રાખી તન, મન, ધનથી આપણે સૌ પ્રતિમા બેસાડવાના કાર્યને પરિપૂર્ણ કરીએ આવા નિઃસ્વાર્થ નિર્ણયને પરમેશ્વર હમેંશા સાથ સહકાર આપશે જ.

સ્વ. નારાયણજી બાપા જેવા સામાજીક ધાર્મિક વિચારશીલ સમાજસેવકની પ્રેરણા અને હુંફ હમેંશા આપણને મળતી રહે તેવી આશા.

ઇસ્લામપુર (મહારાષ્ટ્ર) નારાણભાઇ પટેલ (આમારા)

## નારાયણજી બાપા જેવા કાર્ય કરશો તો તમારૂં પણ સન્માન થશે જ

તંત્રીશ્રી

પાટીદાર સૌરભના માસ-ફેબ્રુ-૯૩, અંક-૧૨માં પ્રસિધ્ધ થયેલ શ્રી નારાણ રામજીની પ્રતિમા નખત્રાણા પાટીદાર વિદ્યાર્થી ભવનના સંકુલમાં રાખવાના સમાજના નિર્ણય સામેનો શ્રી કચ્છ કડવા પાટીદાર સતપંથ સેવા સમિતિએ કરેલા વિરોધ બાબતે વાંચી ને ઘણું જ દુઃખ થયું.

મારા વિચારો પ્રમાણે સતપંથ સેવા સમિતિએ કરેલો વિરોધ ગેરવ્યાજબી છે. આ વિરોધ ટૂંકા વિચારોથી અને ટૂંકી દ્રષ્ટિથી કરેલ છે. કારણ કે શ્રી નારણ રામજીએ પોતાનું આખું જીવન સમાજ ઉપયોગી કાર્ય માટે ઘસાવ્યું છે તે જગજાહેર છે તેની કદરરૂપે તેમની પ્રતિમા પાટીદાર વિદ્યાર્થી ભવનના સંકુલમાં રાખવાની છે. આ કાર્ય અખિલ ભારત કચ્છ કડવા પાટીદાર સમાજનું છે અને તે થવું જ જોઇએ.

સતપંથ સેવા સમિતિને આનો વિરોધ કરવાનું કેમ સુઝયું એજ સમજાતું નથી. શ્રી નારાણ રામજીની પ્રતિમા પાટીદાર વિદ્યાર્થી ભવનના સંકુલમાં રાખવી જ જોઇએ. આપણી સમાજની કોઇપણ વ્યક્તિ શ્રી નારાણ રામજી જેવી સમાજ સેવા કરશે તો તેનું પણ બહુમાન થશે જ તે પણ ભાઇ અરજણ સામજીને સમજવાનું છે.

અંધેરી (મુંબઇ)

— હરીભાઇ રામજી પટેલ (મથલ)



## કન્યા જોઇએ છે

દક્ષિણ મહારાષ્ટ્રના શહેરી વિસ્તારમાં બહોળો બિઝનેસ ધરાવતા સાધન-સંપન્ન અને શિક્ષિત કુટુંબના બી. કોમ થયેલા ૨૩ વર્ષની ઉંમરના ૬'-૨" ની ઉંચાઇ ધરાવતા લીંબાણી પરિવારના દેખાવડા યુવક માટે સંસ્કારી, દેખાવડી, શિક્ષિત અને ખાનદાન કુટુંબની કન્યા જોઇએ છે. જાહેરાતનો હેતુ યોગ્ય પસંદગી કરવાનો છે. કન્યાના વાલીઓએ નીચેના સરનામે સંપર્ક કરવો.

પાટીદાર સૌરભ
C/o. ઓધવરામ ભવન,
નખત્રાણા (કચ્છ)
ફોન : ૨૪૦૦ S.T.D.-૦૨૮૩૫૨

# પાટીદાર સૌરભ

## નીચેના સેન્ટરો પર પણ આપ લવાજમ ભરી શકો છો

* કોલ્હાપુર
વિનોદ પટેલ,
શ્રી સરસ્વતી સો મીલ એન્ડ ટીમ્બર-
મરચન્ટ, ૭૧૨/૧૦ છત્રપતિ રાજારામ
ટીમ્બર માર્કેટ, કોલ્હાપુર.

* નવી દિલ્હી
પરબતભાઇ પટેલ,
કિશનલાલ પટેલ એન્ડ કું,
બી-૧૭,(W.H.S.) ટીમ્બર બ્લોક,
કિર્તીનગર, નવી દિલ્હી,

* નાસિક
નારાણભાઇ પટેલ,
અલ્પેશ કન્સ્ટ્રકશન કું.
૧૨, યોગેશ્વર કૃપા હા. સોસાયટી,
શક્તિનગર, હિરાવાડી, પંચવટી,
નાસિક-૩

* બેલગામ
રતનશીભાઇ પટેલ,
C/o તરૂણ ટીમ્બર ટ્રેડર્સ,
૨૨૧, ગુડશેડ રોડ,
બેલગામ (કર્ણાટક)

* અમદાવાદ
નવનીત ડી. પટેલ,
શ્રી ક્રિષ્ણ વિજય સો મીલ,
હરિવલ્લભ સોસાયટી સામે,
નરોડા, અમદાવાદ-૨૫
ફોન. ૮૧૦૨૩૧

* પુના (મહારાષ્ટ્ર)
શંકરભાઇ પટેલ,
C/o ચંદન ટીમ્બર્સ,
પુના રોડ, મંચર જી. પુના
ફોન. ૩૨૫૭

* કોચીન
પરસોતમ પટેલ,
શ્રી રામ સો મિલ,
ઉનીચીરા. કોચીન,
ફોન-૮૫૫૧૩૨

* અમદાવાદ
દક્ષેશ નાકરાણી (એડવોકેટ)
એ-૯, સ્નેહલ એપાર્ટમેન્ટ,
સર્વોદયનગર-૧ સામે,
ભુયંગદેવ ચાર રસ્તા નજીક,
સોલા રોડ અમદાવાદ-૬૧

* સિંધુદુર્ગ
મણીલાલ પટેલ,
શ્રી મહાલક્ષ્મી સો મીલ,
મુ. પો. કસાલ્દે.
તા. કનકાવલી (મહારાષ્ટ્ર)

* કપડવંજ
જગદીશ પટેલ,
શ્રી જલારામ સાયકલ સ્ટોર,
૨૫, મહાત્મા ગાંધી શોપિંગ સેન્ટર,
ટાઉનહોલ સામે, કપડવંજ.

Regd No-GKCH/88 PATIDAR SAURABH (Monthly)